॥ ૐ શંભો મિત્રો ॥

# રાજા નોંઘણજી.

(કાઠીયાવાડના એક વીર રાજાનો ઇતિહાસ.)

: લેખક :

મંગલ.

-તે-

શિવલાલ ત્રિભુવન વાંટાવદરકર.

[ સુમારે બે ડઝન નોવેલોના કર્તા ]

પ્રકાશક

રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ—અમદાવાદ.

મુલ્ય ૦—૮—૦




## (કાઠિયાવાડના એક વીર રાજાનો ઈતિહાસ.)

### પ્રકરણ પહેલું.

#### વિનોદ.




મળા પ્રભાતના સુગંધી પવન જેવી તે યુવતી સમૃદ્ધિવાન બગીચામાં એક દ્રાક્ષલતાના મંડપ નીચે બેઠી હતી. તેના પ્રભાવશાળી કપોલપર અવર્ણનીય આનંદની રેખાઓ ઝળહળતી હતી તેની દેહલતામાં ગજ ગામિની માલતી, તપસ્વિની શકુન્તલા, સ્વર્ગની સુંદરી તિલોત્તમા કે ઉર્વશીસમી સોહળા સુંદરતા ઊભરાતી હતી તેના વદન પર પૂર્ણિમાંનો સ્વર્ગ સુન્દર સુધાકર વિરાજતો હતો. સુવાસિત સુમન માળાઓમાં વીંટાયેલી કેશરાશી ઉન્મત્ત કાળી નાગણ માફક કપોળના કિંમતી મોતીબંધન-

માંથી પીઠપર ઉતરી આવેલી હતી. તેના ભવ્ય પણ નમણા કપાળ પરથી તે બુધ્ધિમત્તા પ્રતિત થતી હતી. બન્નેનું નાસિકાના મૂળથી આરમ્ભ કરી કર્ણાન્ત પહોંચેલા હતા. અનેરી મીઠાશથી પૂર્ણ તેની આંખ, પાંપણનાં પડદાથી સુરક્ષિત હતી. ન્હાનું પણ તીણું નાક, પોપટની ચાંચ જેવું વાકુ ન હતું. ગાલ ગુલાબી અને ભરાઉ, સ્હેજ ઉપસેલા વચ્ચમાં ઝીણા કૃષ્ણતલ હોવાથી શોભીતા લાગતા હતા. લાલ સોહીવર્ણા દાંત, તેના ચ્હેરાની લાલાશમા ભળી જતા હતા. સુગંધ પરિમલથી આમોદિત અધરોષ્ઠ, રસિક કંથને ચુમ્બન આપવા અત્યંત અધિર થયેલા જણાતા હતા. તેની મુખાકૃતિ કંઇક ગોળ અને વદનકાન્તિ તેજસ્વી હતી. છાતી પ્રઢ અને વિશાળ હતી. છાતીના ધબકારા આનંદના અતિરેકથી જોશમા થતા હતા. તેના ઉછરતા કઠિન કૂચો, ઉછરતા યુવકને માટે ખરેજ ઉન્માદકર હતા. હૃદયામ્બુજોના ભારથી તે ચાલતી વખતે સ્હેજ નમી જતી હતી. ત્હેનું પેટ પોયણુ જેવું હતું. નાભિ પ્રદેશ ગંભીર હતો. કટિ પાતળી પણ મજબુત હતી. જઘન કામોત્પાદક, પ્રતિપ્રદ, મનહર અને સુંવાળા હતા. ચરણ અત્યંત સુંદર હતા. ચરણ તલની સુંદરતા પણ તેટલીજ હતી. વીશે આંગળીઓ ચમ્પાની કળી શી શોભતી હતી. મ્હણાલના દંડ જેવા સુકોમળ હસ્ત, આરસના ન્હાનાશા સ્થંભને પણ લજાવે એવા સુંદર હતા. તેના શરીરનો બાધો ઘાટીલો હતો. તેથી સોળ વર્ષની –વસંત પાર ઉતરેલી યુવતી, જેવી દેખાય તેના કરતાં ને વિશેષ સૌન્દર્યવાન્ દેખાતી હતી. તે રાજમાં ઉછરેલી હતી; પરંતુ પારીર વજન ઉચકતા કેડનાં કટકા થઇ જાય એવા તેના અવયવો ન હતા, કિન્તુ મજબુત અને દઢ હતા. તેની ચામડી, તપ્ત કાંચન સમી દીપતી હતી. જ્યારે તે સ્મિત કરતી, ત્યારે તેના ગુલાબી ગાલમાં

સ્હેજ ખાડા પડી જતા, તેના ઉપર આવેલા બારિક કૃષ્ણ તલવડે વદન કંઇ ઑારજ રીતની છબી બતાવતું હતું. મહાન્ શિકારીના કાતીલ શસ્ત્રથી ઘવાયેલી વનરાજની મસ્તરાણી ધીર અને મદ ભર્યા ડગે વનપંથ કાપે તેમ મદમા તે ચાલતી હતી. આજે ત્હેના નિષ્કલંક પૂર્ણિમાના કાંતિમાન્ રજનીકાન્ત સમા વદન પર, અકથ્નીય આનંદનું સ્પષ્ટ છાયા દર્શન હોવાથી તે સૌન્દર્યરાણી શી શોભતી હતી. ત્હેના અનંગ ઉછળતા શરીર સુમનમા, ચમ્પાના નવવિકસિતપુષ્પને શરમાવે એવી મોહક મ્હેંક હતી.

તેણે પહેરેલો પોષાક બહુમુલ્ય અને અત્યંત સુશોભિત હતો. તેણે ફુલગુલાબી જરી કસબથી ભરેલી સાટિકા પરિધાન કરી હતી. લીલા બુટ્ટાવાળા ફુલ બુટ્ટાની ચોળી પહેરી હતી. પણ તે તડાતડ હોવાથી કાચીકેરી જેવા સ્તનો, જાણે કે ચોળીના બન્ધનમાંથી મુકત થવા ઉછળતા હોય તેમ બહાર પડતા જણાતા હતા. કર્ણમા નંગજડેલ એરીંગ પહેરીને ત્હેણે મુખની મનોહરતામાં વધારો કર્યો હતો. કંઠમા ઉંચા પ્રકારના મોતીનો પાંચ સેરનો ગંઠો પહેર્યો હતો. અને હાથમા બારિક દ્રાક્ષ વેલમાં અતિમૂલ્ય મોતી ગોઠવેલી અને તાસેલ હોવાથી ઝબાં ઝબા મારતી એક એક બંગડી પહેરી હતી. ચરણમા નાજુક, પરન્તુ નકશી કારિગીરી યુક્ત સુવર્ણ સાકળા પહેર્યા હતા, તેની ઘુઘરીઓનાં પરસ્પર ઘર્ષણથી જે અવાજ નિકળતો, તે અવાજ કર્ણપ્રિય મોહક અને મધુરો લાગતો હતો. કપાળમાં કરેલો સિન્દુરનો ગોળ ચાલ્લો, પ્રદોષ સમયના પ્રભાકરની ઝાંખી કરાવતો હતો.

તે સુંદરી દ્રાક્ષલતા મંડપનીચે બેસીને, બગીચાની સુંદરતાનું નિરક્ષણ કરવાને બદલે કેંઇ અપૂર્વ આનંદમાં ડોલતી હતી. તેના આજના આનંદથી તેની સુંદરતા વિશેષ ખીલી ઉઠી હતી. શરીરમાં કંઇ અનેરી

ભાવનાનો સંચાર થયો જણાતો હતો. તેના રતાશ મારતા હોષ્ઠ પળે પળે હસતા હતા. ત્હેના તરલ નયનો હર્ષના અંજનથી વિશેષ આકર્ષક થયા હતા. આ સૌન્દર્ય મંડિતા યુવતીનું નામ જીજીબા હતું. કાઠિયાવાડની છેક છેડે આવેલા ગારિયાધારના વીર રાજા નોંઘણજી ॥ તે લાડકવાઇ પુત્રી હતી. જીજીબાના આજના અવર્ણનીય આનંદનું કારણ, તેનાં લગ્ન નગરના અજાજામ સાથે થવાનાં છે, અને હાથે વાળે અજોજામ લગ્નકરવા આજ રાત્રે આવવાના છે, એ હતું.

લગ્ન સમયે કઇ યુવતીને આનંદ ન હોય ? તેમા વળી જીજીબાને મન માન્યો પતિ મળ્યો હતો; સુંદર સ્વામિનાથ સંપાદનથી જીજીબાનું હૃદય, હર્ષના હીંચકે હીંચી રહે એમાં શું આશ્ચર્ય ?

જીજીબાના હૃદયપટમાં આનંદના ચિત્રો, કોઇ ગેબી કલમથી ચીતરાઇ રહ્યા હતા, ત્યારે ગારીયા ધારની પ્રજામા પણ તેટલોજ આનંદ છવરાઇ રહ્યો હતો. ઘરે ઘરે મંગળ સાથીયા પુરાયા હતા. આખા ગામમાં ધ્વજા-પતાકા ફરકાવવામાં આવી હતી. નગારાં, ત્રાંસા, શરણાઇ ઇત્યાદિવાદ્યોનાં અવાજથી જાણે કે ગારીયાધાર ધ્રુજતું હતું.

જાનના સત્કાર માટે ધમાલ ચાલતી હતી. રાજા નોઘણજીના હર્ષની સીમા ન હતી. અજા જામના મોભા પ્રમાણે સત્કારની વ્યવસ્થા ઘણીજ ઉત્તમ પ્રકારની કરવામાં આવી હતી.

રાજ મહેલમાં ચોઘડીયાનો અવાજ ગાજ્યો, ને જીજીબા લતા-મંડપ નીચે બેઠા હતા તે ઉભા થયા. નુપુરના ખણખણાટની સાથે એક કોયલડીએ મધુર ટહુકો કર્યો-ટહુકાર ધ્વનિ લુપ્ત થાય ત્યાર પહેલાં સ્હવારથી સમવયસ્ક સખી હસીત વદને આવતી જીજીબાએ જોઇ. સ્વાભાવિકજ લજ્જાના ભાવ તેનાં વદનપર છવાયા. તેની આંખો શરમથી સ્હેજ મીંચાઇ. સખિને પોતાની તરફ આવતી જોઇને

ત્હેને જે કંપ થયો, તે કંપમાં ત્હેના.વદનપર પ્રસ્વેદ બિન્દુ બાઝયા. ને તે મૌક્તિક સદૃશ ચળકવા લાગ્યાં; લજ્જા, સંકોચ અને શરમનાં સંયુક્ત ભાવથી તેનું વદન જરા ગંભીર બન્યું. સખિના હસતા વદન પ્રતિ, એક દૃષ્ટિ ફેંકીને જીજીબા ત્યાંજ ઉભા રહ્યા.

પરિમલતીરી પવનની લ્હેર આવીને જીજીબાની સાડી સ્તન પરથી ખસીને જરા નીચે ગઈ. જીજીબા સાડીને ઠેકાણે લાવે ત્યાર પહેલા ત્હેના ગુલાબી ગાલ પર સખિનો તમાચો પડયો. જીજીબાની આંખમાં રોષની રેખા ચમકે, તે પહેલા આવનાર સખિ બોલી:

" બા ! કૈં એકલા એકલા ! "

શબ્દો સાદા અને સરલ હતા. ઉચ્ચાર પણ સરલ હતો. પરંતુ જીજીબાને તે શબ્દોમા જે ભાવનાના ઓઘા જણાયા, તેથી તેની લજ્જામાં વૃદ્ધિ થઇ; ને સખિના તમાચાને પામતા જે રોષ દર્શાવવાની ઇચ્છા હતી તે વિદિર્ણ થઇ.

જીજીબાને નિચી દૃષ્ટિએ, મૌનવશ સ્થિર ઊભેલી જોઇને સખિએ પ્રશ્ન કર્યો.

" બા ! કંઇ મ્હોએ બાર આવી ગયો ! દુનિયામાં શું ત્હેમે એકજ પરણુતા હશો ? " એટલું બોલીને ક્ષણ અટકીને તેણે ઉમેર્યું: " બોલોને ! "

જીજીબાની લજ્જા ધીમે ધીમે ઓછી થતી ગઇ. સખિના શબ્દો શાંતિપૂર્વક સાંભળ્યા પછી તેણે ધીમા સ્વરે કહ્યું:

" બ્હેન ! એમ કેમ બોલે છે ? "

" ત્યારે કેમ બોલું, બા ! "

" સખિ ! આજે તો આનંદોત્સવ છે. "

સખિને જીજીબાના શબ્દો સમજાયા—ન સમજાયા. " તે ? "

"તે શું?" જીજીબાના નયનમાંથી અણધાર્યું તેજ નિકળ્યું: "આનંદની વાતો કર!"

"અગમ્ય લીપિમા લખેલી રસ કથા વાચતા તમે નિવૃત્તિ મેળવો ત્યારે આનંદની વાતો કરૂંને?"

જીજીબાએ સખિના શબ્દો ઉપર ધ્યાન આપવા ફુરસદ ન લીધી. તેની દૃષ્ટિ ક્ષણભર સખિના ચ્હેરા પર ઠરી.

"અજા જાયને મળવા આટલા અધિર, બા!" સખિએ મજાકના રૂપમાં કહ્યું:

સુંદરતાની સાક્ષાત મૂર્તિ જેવા જીજીબા બોલ્યા:

"બ્હેન! શાંત! તું શીદ મ્હારી પાસે આવી? સ્હવારની સુ મધુર હવા લેવા હું બગીચામા આવી ત્યા તું શા માટે અહિં દોડી આવી?"

"ક્ષમા કરો બા! આટલામાજ ત્હમે રોષ કરશો! મશ્કરીના મંગળા ચરણમાંજ ખીજાશો? હવે આ સમયે તો બા! તમ્હારે સહન કરતાં શિખવું જોઇએ:"

"સખિ! તારૂં એ ડહાપણ મ્હને નિરર્થક ભાસે છે!"

"તો મ્હારૂં ડહાપણ રહ્યું મ્હારી પાસે!" મ્હો મરડીને સખિ બોલી. જીજીબાની દૃષ્ટિને ઝીલતી તે અડગપણે ઉભી રહી. ક્ષણભર ત્યા મૌનનું અધિપત્ય પ્રસરી ગયું.

જીજીબાની એ સખિ ગંભીર ન હતી મૌનમાં મુઝાતાં તે બોલી:

"બા! આટલા દિવસ તો ત્હમે અમ્હારી માફક કન્યા કહેવાતા—"

"ને હવે!" સખિ વાક્ય પુરૂં કરે ત્યાર પહેલાંજ જીજીબાએ વચમાં પ્રશ્ન કર્યો:

" હવે ?" સખિ ટટ્ટાર થઇ, મસ્તક ઉંચું કર્યું. ત્હેના ચ્હેરા પર હાસ્યની રેખાઓ પડીને તેણે ઉમેર્યું:" હવે તો પત્ની કહેવાશો."

જીજીબાનાં તીરછા નયન, પાસે ઉભેલી સખીપર પડ્યા. તેની એ દ્રષ્ટિ સરોષ હતી. આંખની ઉંડાણમાંથી ક્રોધની પ્રભા જાણે કે બહાર સરવા લાગી:

સખિ બોલી:

" બા ! આજેતો તમારો લગ્નોત્સવ છે !" બાના હૃદયના ભાવનું ઉંડાણ માપતા સખિએ ઉમેર્યું: " જીંદગીમા લગ્નનો અવસર વારે વારે ન આવે !"

" ઓહો ! બ્હેન ! તુ તો બહુ ચતુર છો હો !"

" ભલે ત્હમે માની બેસો બા ! પણ મારામા તે વળી ચતુરાઇ શી ! ચતુરાઇના ચમકાર તો તમારા મગજમા હોય, બા !" મીઠું સ્મીત સખીના વદનપર પ્રસર્યું.

ચોપાસ નજર નાખીને જીજીબા બોલ્યા;

" કેટલા વાગ્યા હશે !"

" કહું ?" જરા વાર વિચાર કરીને સખિ બોલી:" આજ જામના પાણીદાર અશ્વના પગલા ગારીયાધારમાં થવાને હવે દશ કલાક–મળી દશ કલાકજ અવશેષ છે !"

" બ્હેન ! એ મશ્કરી જવા દે હવે !" કટાણું મ્હો કરીને જીજીબા બોલ્યા. પછી ઉમેર્યું. " સ્પષ્ટ કહીશ કેટલા વાગ્યા ?"

" એક વખત તો કહ્યું બા ! વળી પણ કહું ! જુઓ રાત્રે આઠ વાગે આજ જામનાં આગમન થવાના છે. તેને આડા દશ કલાક રહ્યા એટલે અત્યારે દશ વાગ્યા એટલું પણ ત્હમે સ્હમજી ન શકયા, બા ?"

" તેં તો બહુ કરી, બ્હેન ! પણ સરળ રીતે બોલતા તને નથી આવડતું કે આમ વાંકુ વાંકુ બોલે છે ?"

જીજીબાએ એમ કહીને સખિના જમણા ગાલમાં તમાચો લગાવ્યો; ગાલ પંપાળતી સખી બોલી:

"આ શું, બા!"

"આવતા વેંત જ હેં મ્હને તમાચો લગાવી દીધો હતો, તે યાદ કર!"

"બસ કરો, મ્હારા લાડવાયા બા! આ મંગલ અવસરની શુભ સાર્થકતા માટે તો તમારે અમ્હારા તમાચાનો જવાબ તમાચાથી નહિ; પણ શાંત સહનશીલતાથી વાળવો જોઈએ."

"સહનશીલતાથી? હા, આવ મ્હારી સખિ! તારા તમાચા સહન કરવા મ્હારા ગાલને તૈયાર કર."

"એટલે?"

"ત્હારો તમાચો લાગવા છતાં ગાલ ચમચમે નહિ તો હું શાંત સહન શીલતા સેવવા પ્રેરાઉં, ખરૂં કે નહિ?"

"ખરૂં, પણ–" જરા અટકીને સખિ બોલી: "એક ગાલ માત્રની તૈયારીથી કંઇ વળવાનું નથી. તમ્હારા સમસ્ત શરીરને તૈયાર કરવું જોઇએ. અને તે–રોષ ન કરશો બા?, આજ જનમના વીર ભુજ તૈયાર કરશે!"

"પાછી મશ્કરી!" એમ કહીને જીજીબાએ, સખિના ડાબા ગાલ પર હળવે રહીને તમાચો લગાવી દીધો.

"ઉધાર પાછુ નમી ગયું, બા! મ્હારા એક તમાચા ખાવાના તમે મઝણી થયા!" સખિએ વહેવારનું પાનું ઉકેલ્યું.

કોયલના મદીલા ટહુકાનો સુમધુર રણકાર જીજીબાના કર્ણ પર અથડાયો. "બ્હેન! કોયલના કંઠમાથી મૃદુતા ભરી રસિકતા સ્ત્રવે છે!"

"જેમ કોયલડી પોતાના ટહૂકારથી જગતને મુગ્ધ બનાવે છે, તેમ તમે તમ્હારા ટહૂકારથી મુગ્ધ બનાવી દે જો અજા જામને, બા!"

"વળી મશ્કરીના માર્ગે !' જીજીબાએ ભવા ચડાવ્યા.

પણ ત્હેની સખિ એમ ડરીને ચૂપ થઇ જાય એવી ન હતી. તે બોલી:

"બા ! કન્યા મટીને પત્નીનું પ્રભાવ શાલી પદ સ્વીકાર્યા પછી અમને તો ભુલી જશોને ?"

"નહિ બ્હેન, ત્હને તે ભૂલાય !"

"પણ હું ધારૂં છું કે અજા જામનું વદન નિહાળવામાં, અજા જામની પૂજા કરવામાં, અજા જામની છાંયા તળે વસવામાં તો ત્હમે સારા જગતને પણ ભુલી જશો, ત્યાં મ્હારા જેવી એકાદ બ્હેનપણીનું સ્મરણ કેમ સભવે. બા !"

સખિના વદનમાંથી વારંવાર પતિનું નામ નિકળતું જોઇને જીજીબાના વદનપર શરમના શેરડા પડયા. ત્હેનાં નયન તેજમાં લજ્જાના કિરણ મળ્યા. જીજીબાની સખી અત્યંત ચાલાક હતી. જીજીબાના વદનપરનાં ભાવને તેણે વાંચી લીધા. ને પછી વધારે પજવવા અકળાવવાના ઉદ્દેશે તે બોલી:

"બા ! ત્હમારા અધરોષ્ટ જાણે કે અજા જામના ઓષ્ટને ચુમવા ઉત્સુક હોય તેમ જણાય છે. અજા જામના બાહુપાશમાં બદ્ધ થવા ત્હમારી દેહ જાણે કે અત્યંત આનંદના સાગરમાં સ્નાન કરતી હોય તેમ દેખાય છે. અજા જામના ચરણને સસ્નેહ ચાપવા જાણે કે તમ્હારી છાતી ધડાકા મારી રહી છે. ત્હમારી જીભ પળે પળે જાણે કે રટી રહી છે. અજેજામ ! અજેજામ ! અજેજામ !..."

"બ્હેન !" જીજીબાની અકળામણ વધી પડી !" ત્હારી જીભ પર લગામ રાખ ! ન્હાનાં મ્હોંએ આવા બોલ શા !"

"હું સ્હમજી ગઈ, બા! અજાજામના નામો ચ્ચારથી ત્હમે અકળાઓ છો, તો હું હવેથી એ નામ લઇશ નહિ. બા! અજાજામનું નામ સાંભળીને ત્હમે આટલા બધા ચમકો છો પણ એમની સાથે સુવાનીનું આગણું દીપાવતા, કૈં અજબ રસની છોળો ઉછાળતા જ્યારે વિલાસ ભોગવશો, ને અનુદિન ખિલતા સુમનની પેઠે ખીલીને સુવાસ ફેલાવશો એનું કેમ? ને બા! જરા વધારે છૂટ લઇને બોલું છું હો! અવિનય થાય તો ક્ષમા કરશો,–એ બોલવાની પ્રેરણાને હું દાબી શકતી નથી કે, ત્હમારા ગુરૂની તંબો, અજાજામની મુઠ્ઠીમા ચંપાય એવા સંયોગોમાં ત્હમે આવી પડશો ત્યારેય પણ–સ્વામિનાથની તરાપથી અમળાતા પયોધરની પીડા સહન કરીને પણ—ચમકશો નહિ એવી મ્હને ખાત્રી છે, અને અત્યારે માત્ર પતિનું નામ સાભળતાંજ આટલી ચમક? મ્હને માફ કરશો બા! સભ્યતાના નિયમનું ઉલ્લંઘન થયું છે, પણ–પણ મનને ગમતું ને બાહ્ય દેખાવમાં ભડકવું, એવા તમારા લક્ષણને જોઇને એટલો અવિનય કર્યો છે. માટે મને માફ કરશો."

"બહુ ચબાવલી!" જીજીબાને, સખિની મશ્કરીના શબ્દો સારા લાગ્યા નહિ: "બ્હેનપણી આવું બોલે? ત્હેં તો અવિનય–અસભ્યતાની અવધિ કરી!"

"ઓહો! જરા મશ્કરી કરી તેમાં આટલી ચીડ! લ્યો આજથી બોલું તો......"

"જો જે કસમ ખાઈ બેસતી નહિ, ત્હારાથીતો મ્હને આનંદ મળે છે!" વચ્ચમાજ જીજીબા બોલી ઉઠયા. આ શબ્દોના ઉચ્ચાર પછી, આવેલો રોષ ચાલ્યો ગયો ને તે હસી.

તેના હાસ્યમાં નિર્દોષતા અને નિખાલસ પણું હતા!

"બા ! જે ધન્ય ઘડીયે ત્હમારી દેહલતા અજાજામની દઢ, વિશાળ છાતી સાથે ચંપાશે;........"

"તે ઘડીએ ત્હને તેડું મોકલીશ. પણ હવે કૃપા કરી તા પુરાણ પુર્ણ કર તો સારૂં !" અકળાઇને જીજીબા વચ્ચેજ બોલ્યાઃ

"આ લગ્નનો અદ્વીતીય પ્રસંગ છે તો એ પ્રસંગે રસપ્રેમનાં જપુરાણ વંચાય, બા !"

"ત્હારા લગ્ન પ્રસંગે તેવી કથા વંચાવજે, પ્રેમની પારાયણ બેસાડજે, પણ અત્યારે ચૂપ થા !"

જીજીબાના એ શબ્દોમાં સમાયલી ભાવ શક્તિ, ત્હેની સખિને અસહ્ય લાગી. ગમે તેમ પણ જીજીબા, ત્હેની સખિને ચૂપ કરી શકી:

પછી બન્ને જણીઓ, દ્રાક્ષના લતા મંડપને છોડી બહાર જવાના રસ્તે વ્હડી. બગીચામાંથી બહાર જવાના રસ્તાની બન્ને બાજુએ અગણિત પુષ્પ છોડો આવેલા હતા. ઠેક ઠેકાણે ખીલી રહેલા અનેક વિધ સુમનોની સુગંધથી મગજતર થાય એમ હતું. ચાલતા ચાલતા જીજીબાની દષ્ટિએ એક ગુલાબનું ફુલ ચ્હડ્યું. ને તે બોલ્યા: "સખિ ! આ ગુલાબના ફુલનો રંગ કેવો સરસ દેખાય છે !" જીજીબાના આ શબ્દોના જવાબમાં સખિ બોલી: અજાજામનાં વદન સૂર્યનો રંગ પણ એવોજ હશે, બા ?" અનિચ્છા છતાં જીજીબાના હોઠ આછું હસી પડ્યા !



# પ્રકરણ બીજું.

## “ મસ્ત કવિ. ”



દરબાર ગઢના સિંહદ્વાર ઉપર પ્રભાતના દ્વીતીય ચોઘડીયાના રણકારા ગાજી રહ્યા હતા. એક પછી એક દરબારીઓ આ સિંહ-દ્વારમાં થઈને રાજમહેલ અન્તર્ગત પૂર્વદિશાના એક ભવ્ય ચોગાનમાં જઈ રહ્યા હતા. આ ચોગાનમાં આજે ખુશાલીનો દરબાર ભરાવાનો હતો અધિકારીઓના દરજ્જાઅનુસાર ન્હાની મ્હોટી ખુરશીયો આબેહૂબ રીતે ત્યાં ગોઠવવામા આવી હતી. મધ્યમા રાજા નોંઘણ-જીના માટે એક ઉચ્ચ સિંહાસન પડ્યું હતું. આ સિંહાસનની કારિગરી ખરેજ વર્ણનાતીત હતી. સિંહાસનની બન્ને બાજુએ ભાયાતો, જાગીરદારો, બહાર ગામથી પરોણા તરીકે પધારેલા સગા અને સ્નેહી રાજાઓ માટે મ્હોટી ખુરશીયો મૂકેલી હતી.

બરાબર દશનો અમલ થયો ને આમંત્રિત અમલદારો, મહેરા-ણાઓ કચેરીમાં આવી ગયા. થોડીવાર પછી ‘ રાજા નોઘણજીને ઘણી ખમ્મા ’ ના અવાજ સાથે નોઘણજી કચેરીમા ઉપસ્થિત થયા. સર્વેએ ઉભા થઇને તેમને નમન આપ્યું. એ નમન ઝીલીને નોંઘણ-જી સિંહાસના રૂઢ થયા. બાદ સર્વે સભાજનો પોતપોતાના સ્થાને ગોઠવાઈ ગયા. નક્ષત્રમંડળમા ચન્દ્ર જેમ શોભે. તેમ સભામાં રાજા નોંઘણજી દીપતા હતા.

દેશોદેશ કુમકુમ પત્રિકાઓ પહોચાડવામાં આવેલી હોવાથી ચારણ ભાટોના વૃંદો દરબારમાં આવવા લાગ્યા. દરબારમાં દાખલ થવાની આજે દરેકને છૂટ હતી; કારણ કે આજનો દરબાર રાજકા-

જની વ્યવસ્થાનો કે ખાનગી ન હતો; કિન્તુ કુંવરી જીજીબાનાં લગ્ન સમારંભની ખુશાલી નીમિત્તે ખાસ દરબાર બોલાવવામાં આવ્યો હતો. નોંઘણજીની આજ્ઞા હતી કે કોઈને પણ દરબારમાં દાખલ થતા અટકાવવો નહિ. ચાહે રંક હોય કે રાય હોય, આજના મંગલ પ્રસંગની ખુશાલીના દરબારનાં દ્વાર સર્વેને માટે એક સરખા ખુલ્લા છે.

દરબારમાં ઉપસ્થિત થએલા ચારણ ભાટોના વૃન્દોની સાથેજ વાસીયાનો ચારણ રામસુર, લગ્નોત્સવમાં સારૂં દાન મળશે એ આશાથી પ્રેરાઈને દરબારમાં આવ્યો હતો. સર્વેએ પોતપોતાની કવિતાઓ કચેરી વચ્ચે મ્હોટા સાદે કહી સંભળાવી, મુખ્યત્વે નોંઘણજીના વડવાની પ્રસંશા, સાથે નોંઘણજીના રાજતાજના અમરત્વની આશિષ, એટલોજ વિષય સઘળાની કવિતાનો હતો. નોઘણજીએ યથોચિત ઇનામ આપવાની વ્યવસ્થા કરી. બાદ રામસુરને તેની કવિતા લલકારવાની રાજઆજ્ઞા થઈ.

રામસુર બોલ્યો: " રાજન્ ! મ્હારી કવિતા બોલાઈ રહે ત્યાં સુધી કચેરીમાં સમુદ્ર સદૃશ ગંભીરતા છવરાયલી હોવી જોઈએ. અફિણ અને દારૂના ગ્લાસની આમ લે, અને કોકટ બડબડાટ વચ્ચે મ્હારી કવિતા હું બોલી શકું નહિ. હમણાં બોલાઇ ગયેલી હજારો કવિતા કરતાં, મારી કવિતા સત્યની નિરાળી અને કિમતી છે. "

આ સાંભળીને સભાજનો છક થઇ ગયા. એક યાચક આ પ્રમાણે બોલે તે સભાજનોને મન અસહ્ય થઇ પડ્યું સભામાંથી એક મ્હોટેરો બોલ્યો:

" ગઢવી ! એક યાચક ભરસભા વચ્ચે આ પ્રમાણે બોલે એ ઠીક નથી. તમારે કવિતા સંભળાવવી ન હોય તો કાંઇ નહિ, પણ

હવે પછી વધારે પડતું બોલશો તો જાણજો કે દાઢી વિંખાઇ જશે !"

રામસુરના હોઠ, દાંત વચ્ચે પીસાયા. કપાલમા કરચલીયો પડી. ત્હેની પાણીદાર આંખમાંથી અગ્નિકણો ખરવા લાગ્યા. તેનો જમણો હાથ મૂછ પર ગયો ને તે મુછ મરડતો બોલ્યો:

" નિર્માલ્ય પશુ ! તું શું જોઇને મ્હને યાચક કહે છે ? ત્હારી ક્ષુદ્રદૃષ્ટિ મ્હને ભિખારી જુએ છે; પરંતુ હું રાજાનોય રાજા છું, યાચક નહિ પણ કીર્ત્તિવાન્ કવિ છું. કવિની સત્તા-શકિતનો ત્હને ખ્યાલ છે ? ત્હારા રાજા નોંઘણજીને, તેમના મુલકે વાસીજ પૂજતા હશે; પરંતુ મ્હારી કીર્તિની સુવાસ સહુ દિશામા પ્રસરી રહી છે. રાજા કરતાય કવિરાજની શકિત અને પદ્દી અધિક ઉચ્ચ છે. હું નિજાનંદે મસ્ત છું. અભિમાનથી પ્રેરાઇને ત્હેં ઉચ્ચારેલા અપમાન જનક શબ્દોના જવાબમા, ત્હારૂં જડબું ભાગી નાખવાની મ્હને મરજી થાય છે, પણ નોઘણજીના આનંદમા ભંગ પાડવા જેવું હું કરી શકતો નથી. તેથીજ તું આજે એક કીર્ત્તિમસ્ત કવિનું અપમાન કર્યાં છતા પરિણામ હીન રહે છે. પણ આજ પછી મ્હારા જેવા કોઇ કવિનું અપમાન કરતા પહેલાં ત્હારા આત્માને પ્રશ્ન કરજે કે હું જગતની સપાટી ઉપર રહેવા પામી શકે નહિ ? "

ગઢવી આટલું બોલીને ચૂપ થયા. ત્હેમના દરેક શબ્દોમા પ્રતિભા હતી. બોલતી વખતે ત્હેમના ચ્હેરામા જે લાલાશ ચળકતી હતી, તે લાલાશ નેજોઇને આખી સભા દીંગ થઇ ગઇ. કવિરાજને અપમાનના શબ્દો સંભળાવનારાએ મ્હોટેરો સભાજન પણ કંપવા લાગ્યો. રામસુર મહાન કવિ હતો. કવિની શકિતનો ખ્યાલ અફિણ અને દારૂની લ્હેરમા ડોલતા એ સભા જનના મગજમાં કયાથી હોય ?

રામસુરની તીવ્ર દૃષ્ટિ નોઘણજી તરફ ફરી, કવિનીએ વખતની

મુખ મુદ્રા જોઇને જાણે કે સિંહાસન ડોલવા લાગ્યું. ધુર્જટીના તૃતીય નેત્રમાથી ઝરતા મહા પ્રલયકર અંગારની જેમ એ દષ્ટિમાંથી ક્રોધના અંગાર ખરતા હતા. યુદ્ધ ક્ષેત્રમાં તલ્વારની તિક્ષણ ધાર અને બંદૂકોના હૃદય ભેદક અવાજોને ન ગણકારતા દુશ્મનો ઉપર યાહોમ કરી તૂટી પડનાર વીર રાજા નોઘણજીને કવિની અંગાર ઝરતી કુપિત દષ્ટિ અસહ્ય થઇ પડી. તે જાણી ન શક્યો કે તે શા કારણથી ધ્રુજી રહ્યો હતો!

તે ઉભો થયો ને ધીર–ગંભીર પગલે સિંહાસન પરથી ઉતરી રામસુર કવિની પાસે આવ્યો. સભાજનોની દષ્ટિ ક્ષણભર નોંઘણજીના ગંભીર મ્હેરાપર ઠરી.

" નોઘણજી!" રામસુરના વદન ઉપર ગર્વ અને ગુસ્સાનાં કિરણ ચમકયાઃ "રાજ સંસ્કૃતિ ખહિંથી પરવારી ગઇ લાગે છે. યાચક અને કવિમા બહુ ફેર એ ધ્યાનમાં રાખજો, રાજન્!"

"કવિરાજ! શાત થાઓ. નોંઘણજીના ગોરવશીલ આસન આગળ યાચવા આવેલા કવિના કોપમા કંઈ અણઘટતું થાય તો મ્હારા પળીયામા ધુળ પડે!"

"બસ કરો નોઘણજી!" 'યાચવા' શબ્દે તેની બુદ્ધિ સતેજ કરી. "હુ દરતનો દૂત આ કવિ, ગારીયાધારની ગાદી આગળ યાચવાની ઇચ્છાથી આવ્યો છે; તોપણ ત્હેને અભિમાન છે કે સ્વમાનના ભોગે મળતા દાનને તે ઠોકર મારે છે. કવિના દરબારમા અખૂટ સંપત્તિ ભરેલી છે, ત્હેની સંપત્તિ સાથે કુબેરના દ્રવ્ય ભંડાર પણ સરખાવી ન શકાય રાજન્! લ્યો રામ રામ છે!"

આટલું બોલીને રામસુર ઉભો થઇ ગયો. ક્ષણિક સિંહાસન પ્રતિ દષ્ટિ ફેંકી તે ઉભો રહ્યો. સૂર્ય રશ્મિથી જ્ત નયન અંજાય

છે. કવિના અપૂર્વ તે જે રાજા નોંધણજીનાં નયનો અંજાયા. કવિની શક્તિ પાસે મહાન્ ચક્રવર્તિનો ગર્વ પણ ગળી જાય એમ નોંધણજીને લાગ્યું. તે બોલ્યોઃ "કવિરાજ ! ક્ષમા કરો." ત્હેના નયનમા દીનતાનું તેજ પ્રગટયું "કવિરાજ ! ક્ષમા કરો. ત્હમારી અતૂલ શક્તિને મ્હારૂં મસ્તક નમન આપે છે."

એમ કહીને નોધણજીએ, એ મસ્તક કવિને નમાવ્યું. રાજાના સત્યાગ્રહથી રામસુર ગઢવી, પોતાની દૃષ્ટિથી આખી સભાને માપી લેતા હોય તેમ દ્રઢપણે બેઠા. અને કવિત લલકાર્યું.

રામસુરની કવિતામા અનેરી પ્રતિભા હતી. નોંધણજી એ સાભળીને અત્યંત પ્રસન્ન થયા. કવિને સારો પુરસ્કાર આપી પોતાની કિર્તિ કાઢવાને પ્રેરાયા.

"સામંતસિંહ !" નોંધણજીએ બૂમ મારી.

વીરના પ્રભાવશાળી પગલે સામંતસિંહ, આસન પરથી ઉઠીને પિતાના સિંહાસન નજીક આવ્યો.

"પિતાજી ! શી આજ્ઞા છે ?"

"કુમાર !" નોધણજી બોલ્યો. "આ રામસુર કવિને લાખ લાખ પસા આપવાનો મ્હારો વિચાર છે. પણ તેમા હાથી જોઇએ. અને આપણે ત્યાગમા પણ હાથી આપવાનો છે, એટલે એ હાથીની આપણને જરૂર છે. માટે તું લોમા મામા પાસેજા, તેમની પાસેથી એ હાથી વેચાતા લઇ આવ દારા શાહ અને ઔરંગઝેબ વચ્ચે સંધિ કરાવવાથી તેમને બાવન હાથી ઇનામમાં મળ્યા છે."

કવિને લાખ પસા આપવાની નોંધણજીની ઇચ્છાથી સર્વ સભાજનો આશ્ચર્યાન્વિત થયા. શણગારેલ હાથી, ઘોડા, ગાયો, ભેંસો, ઉંટ, દશ હજારનો ગીરાશ અથવા રોકડ, છત્ર, ચામર, નિશાન, નોબત, એક હજાર સુવર્ણ મુદ્રા અને સારો પોષાક વગેરે આપે તેને

લાખપસા કહે છે. એક કવિતાના બદલામાં આટલો મહાન્ પુરસ્કાર મળતો જોઇને ઇર્ષ્યાળુઓના દીલ ડગમગ્યા. સમજુજનો સ્હમજ્યા કેઃ " કવિ ખરેખર મહાન્ છે. ત્હેના એક બોલની કિંમત એક લાખથી ઓછી નથી ત્યાં ગર્વ અને અભિમાન કવિને કેમ ન હોય ? "

" પિતાજી ! " સામંતસિંહ બોલ્યોઃ " આપની આજ્ઞા શિર સાવદ્યમાતું છું પણ લોમો જાતનો કાઠી છે. વળી ઔરંગઝેબ તરફથી બાવન હાથીઓ ઉપરાત અમદાવાદ સુધી આખા કાઠિયાવાડની ખંડણી લેવાનો તેને હક્ક મળ્યો હોવાથી તે અત્યંત અભિમાની થયો છે. માટે હઠ કરીને ન આપે તો તેની સાથે લડીને પણ હાથીઓ લઈને આવું. પણ પાછો ન આવું એવી આજ્ઞા આપશો. "

કૂમારનાં વદનપર વિરત્વ રેખાઓ પડી. રાજ કુમારના શબ્દો દરબારમાં ગાજી રહ્યા.

" સામંત ! લોંમાની સેનાને તું એકલો જીતી શકે નહિ. એવી ઉદ્ધતાઇ રખે કરતો. એ સાહસમા તો કાળને આમંત્રણ થાય ! "

" બાપુ ! " કુમારના ગોરવશાળી કપાળમા ગર્વનું લોહી ચઢી આવ્યું: " રાજા નોંધણજીનો કુમાર નિર્માલ્ય ન હોય. લોંમાની મુઠ્ઠી ભરસેના તો શું, પરન્તુ લાખો બલ્કે કરોડોની સેના વચ્ચે પણ મ્હારી તલ્વારનો ચમકાર ચમકી રહે. દુશ્મન દળથી ડરૂં એવો હું નમાલો નથી. ભયંકર વિગ્રહમાં ઘુમી અરી દળની કચ્ચરો કાઢી નાખવા જેટલી શક્તિનો તો મને ગર્વ છે. શત્રુને જીતવા ગમે તેવી ભયંકરતા મ્હારી આડે આવે નહિ. નોંધણજીનું ગૌરવ જાળવી શત્રુની છાતીને ચીરી નાખવા વિજળી બનું એમાં શક પણ નહિ ! "

" શાબાશ સામંતસિંહ ! " પુત્રની હિંમત અને શૌર્યના

કિરણોથી અંજાયલા નોધણજીએ હર્ષ ભેર ઉદ્‌ગાર કાઢયા: "ધન્ય છે ત્હને! ત્હારી વિરતાની મોંઘી સુવાસ અત્યંત પસરો! પણ કુમાર! લોમા મામા સાથે આપણો ગાઢ સંબંધ છે. તેથી કિંમત પણ નહિ લે અને હાથી આપશે, કદાચ લોભ કરીને કીંમત લેતો આપવી. તેમ છતા જો તેંના પાડે તો પછી ગમે તેમ કરીને પણ હાથી લાવવા, પછી બધું ઠીક થઈ રહેશે."

વીર પિતાનો વીર પુત્ર, તત્ક્ષણેજ કૂચ કરી ગયો!

ને દરબારજનો શિવનેત્ર બની ગયા. સામન્તસિંહની શક્તિની તેઓ પરસ્પર સ્તુતિ કરવા લાગ્યા. રાજા નોધણજીને કુમારના વીરતા ભર્યા શબ્દો સાભળી અપ્રીત સંતોષ થયો. એ સંતોષની સાથે તેણે ઈચ્છયું કે આજના દરબામા ઉચ્ચારેલા શબ્દોનું પાણી, સામંતસિંહ જાળવે તો એક વીર પુત્રના પિતા તરીકે અભિમાન લેવાની મને તક મળે!

દરબાર વિસર્જન થયા પહેલા નોધણજીએ રામસુર ગઢવીને કહ્યું

"ગઢવી! કુમાર, તેના મામા પાસેથી હાથી લઇ આવે ત્યા સુધી તમારે મારા રાજ્યમા પ્હરોણા તરીકે રોકાવું પડશે!"

"શામાટે?"

"કવિરાજ! મારો વિચાર તમને લાખપાસા આપવાનો છે. એટલે હાથી વિના તે આપી શકાય એમ નથી. એટલા માટે મ્હારા આમંત્રણને માન આપવાની તમે ઉદારતા બતાવશો તો મને સંતોષ થશે."

"રાજન્! એવા લાખપસાની મ્હને ભુખ નથી. બીજી વખતે કદાચ તે આપજો. અત્યારે તો હું જઇશજ!"

"એમ ન થાય કવિરાજ! વીરની વીર કારકીર્દિ સંપાદન

કરવાના અવસરે હું તમ્હારી આગળ પ્રાર્થું છું કે સામતસિંહના પાછા ફરવા સુધી ત્હમે અહિં રહો."

નોઘણજીના અત્યાગ્રહને માન. આપીને રામસુર ગઢવી ગારીયાધારમાં રાજ્ય પરોણા તરીકે રોકાવા કબુલ થયા.

ને પછી થોડીવારે કસુંબાની અાપલે થયા પછી દરબાર વિસર્જન થયો. બાર વાગતા ચોઘડીયાના રણકાર ગાજ્યા.



## પ્રકરણ ત્રીજું.

### " સામંતસિંહ. "



ખેરાળી ગામનો ધણી લોમો, જાતનો કાઠી હતો શાખે તે 'ખુમાણ' કહેવાતો હતો. નોધણજીના માતુશ્રીને લોમાં ખુમાણે ધર્મની બ્હેન માન્યા હોવાથી નોધણજી તેને 'મામો' કહેતા હતા.

લોમો ખુમાણ વીર હતો. લુટારા કાઠીઓ ત્હેના નામથી કંપતા હતા. ત્હેની ભવ્ય આંખોમા વીરનું તેજ હતું. તેના અમલમા વાઘ અને બકરી એક આરે પાણી પીતા હતા. નગર ઉપર બાદશાહ ચ્હડી આવ્યો એ વખતે લડવા માટે ' મોરી ' જાતના રજપૂતો કે જેનું નામ ' ભુચર ' હતું તેણે ખેતર આપ્યું હતું. તેથી તે લડાઈનું નામ ' ભુચર મોરી ' કહેવાય છે. નગરની બધી લડાઇઓમાં આ લડાઇ મ્હોટી ગણાય છે. લોમો સાથે હતો તેથી તેને ઘણું ધન અને સામગ્રી મળ્યા હતા. ઉપરાત ઔરંગઝેબ તરફથી પણ તેને સારૂં પારિતોષિક મળ્યુ હતું. એક ' વીર રાજા ' તરીકે ત્યારપછી તેની કારકીર્દિ સર્વત્ર પ્રસરી ગઇ. પોતાની વીરતાને મળેલા ઇનામથી તે અત્યન્ત ગર્વિષ્ઠ થયો હતો.

એક દિવસ લોમો ખુમાણ, મહેલના અન્ત ભાગમા આવેલા પોતાના ખાનગી બેઠક રૂમમાં બે ચાર કાઠિઓથી વીંટળાઇને બેઠો બેઠો હુક્કાની નળી મ્હોંમા રાખીને ધુમ્રપાન કરી રહયો હતો. ત્યાં એક નોકરે આવીને સમાચાર આપ્યાઃ

" નામદાર ! ગારીયા ધારના રાજા નોંઘણજીના કુમાર સામંતસિંહ બહાર દેવડી પર આવીને બેઠા છે, ને તે આપને મળવા માગે છે. "

" કુમારને માન સાથે અહિં તેડી લાવ. "

લોંમાની આજ્ઞા લઇને નોકર દેવડી પર આવ્યો અને સામંતસિંહને પોતાની સાથે આવવા કહ્યું.

મદભર્યા પગલે કુમાર, નોકરની સાથે ચાલ્યો. થોડીવારમા બન્ને જણા જ્યા લોમો ખુમાણ બેઠો હતો ત્યાં આવી પહોચ્યા. સામંતસિંહને જોઇને લોમો ઉઠયો અને ભેટયો. પછી બન્નેજણાં ગાદી પર બેઠા.

" કુમાર ! સૌ કુશળ છે ને ?" લોંમાએ કુશળ પૂછી.

" મામા ! " સામંતસિંહ સભ્યતા પૂર્વક બોલ્યો: " ઇશ્વર, કૃપાથી કુશળ વર્તે છે. મ્હારા બાપુએ આપને રામરામ કહ્યા છે. ".

" રામ રામ ! " લોમાએ, નોઘણજીના રામરામ ઝીલતાં ઉદ્‌ગાર કાઢયા. ને પછી પાસે ઉભેલા નોકરને હુકમ ફરમાવ્યો:

" જા, જઇને અંતઃપુરમાં ખબર આપ કે નોંઘણજીના કુમાર સામતસિંહ પધાર્યા છે, તેમના માટે રસોઇની વ્યવસ્થા કરે. "

નમીને નોકર ગયો. પછી સામંતસિંહે વાત કહેવા માંડી:

" મામા ! બાનાં લગ્ન છે. તેમાં પધારવાનું આમંત્રણ કરવા હુ આવ્યો છુ !"

" હાલમાં મ્હારાથી ખેરાલી છોડાય તેમ નથી; નહિ તો નોઘણજીનાં આંગણે આવવાની વાત હું જરૂર સ્વીકારત. " લોંમાએ કુમારના આમંત્રણનો સ્વીકાર કરવામાં પોતાની મુશ્કેલી દર્શાવી.

" ને બીજું–" સામંતસિંહે જણાવ્યું: " લગ્નમાં બે હાથી-

ઓની જરૂર છે. એક બાને આપવાનો ને બીજો ચારણને લાખ પસામાં આપવામા જોઇયે છીએ. માટે બે હાથી આપો, અને તેના જોઇએ તે નાણા લ્યો."

"સામત !" લોમાના ભવ્ય કપાલમા ક્રોધ અને અભિમાનની કરચલીયો એ દેખાડી દીધી: "સામંત ! નોધણની અક્કલ ગુમ થઈ ગઇ છે કે શું થયું છે કે હાથી માગે છે ? લોમા ખુમાણના હાથીની માગણી કરતા તેને જરાય વિચાર ન આવ્યો ? શુ રાજપૂતો આટલા સારૂજ સંબંધ રાખતા હશે ? કેમ આપા દેવાયત !"

લોમાએ પોતાની બાજુમા બેઠેલા દેવાયત સામું જોઇને પ્રશ્ન કર્યો. દેવાયત, એક જાણવા જેવી વ્યકિત હતી. વૃદ્ધવયને કિનારે ઉભેલો તે એક બાહોશ વીર યોદ્ધો હતો. અનુદિન લાલરહેતા ત્હેના નયનોમા કઠોરતાના કિરણ સ્પષ્ટ દેખાતા હતા. પ્રચંડ પ્રભા કરના પ્રખર તાપમા ઘુમી ત્હેનો ચ્હેરો કૈંક લાલ અને શ્યામ થયો હતો. લોમાનો તે વિશ્વાસ પાત્ર સલાહકાર વીર મિત્ર હતો. અમલદારો કે ગીરાસદારો ત્હેને ધિઃકકારતા હતા, કારણકે ત્હેની સાથે સ્પર્ધામાં ફાવતા નહિ ઇર્ષ્યાં ખોરો ત્હેનાથી ડરતા, કારણકે ત્હેનુ નિષ્કલંક વિમલ જીવન ઉઘાડા પુસ્તક જેવું સ્હેલાઇથી વાચી શકાય એવું હતું. ત્હેના ચરિત્ર ગ્રંથમાં એકપણ કલંકિત પાનું ચિતરાય એમ ન હતું. દેવાયતના બાહુ બળે ખેરાળીનું ગૌરવ ટકી રહ્યું છે એમ લોમો માનતો હતો.

લોમાએ પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપવા તેણે પોતાનો સીનો ગર્વમા ટટ્ટાર કર્યો તેના વદનપર-નયનમા-અપૂર્વ તેજ પ્રકાશ્યુ ને ચીપી ચીપીને બોલ્યો.

"આપણે હાથી દેવા પણ નહિને રૂપીઆ લેવા પણ નહિ. નોંધણનું માટી પણું હોય તો ભાલો પછાડીને લઇલે, આતો માટીયુ નામાલ છે. સામંત !"

શબ્દોમા સાદાઇ હતી. પરંતુ જે મ્હોમાથી એ શબ્દો નિકળ્યા ના એ મ્હો પર વીરત્વની જ્વાળાઓ ઝલુકી ઉઠી હતી. રહેજવા-ાાતમા તેના હોઠ, દાત વચ્ચે પીસાતાને આખમાથી અગ્નિ કણોવર્ષા વતો કુચિત થયલા વાઘના જેટલો તે ભયંકર બની જતો હતો. પોતાની કોપિત મુદ્રાની છાંયામાં કોઇપણ ટકી ન શકે એવું તેને અભિમાન હતું.

પણ સામંતસિંહે દેવાયતના કુપિત મ્હેરા ઉપર ધ્યાન ખેચ્યું નહિ. દેવાયતના શબ્દોએ તેનામા ગંભીર અસર કરી. સ્વમાન સભા-ગત કુમારનુ વદન ગુસ્સાના જુસ્સામાં લાલ બન્યું તે બોલ્યો'

"હાથી ન આપો ત્હેનું કાઇ નહિ, પણ ગર્વ ભર્યા વેણ કાઢશો નહિ, ગર્વ કોઇને છાજ્યો નથી !"

લોમો ખુમાણ ચોકયો. "સામંત ? પરરાજ્યમા પણ તમે આટલો બધો મદ રાખો છે ? ભલ ભલાનો ગર્વતો લોમાના ચરણ આગળ ગળી ગયો છે. આજે ચોમેર લોમા ખુમાણની આણ પ્રસરી રહી છે, કેટલાય ક્ષત્રિ જાયા ત્હેની રજ ચુંમી માથે ચઢાવે છે ?"

"........અને કહોનેકે તમ્હારી સ્વાદિષ્ટ ગુલામગીરી ઉઠાવે છે. પણ ખુમાણ ? ગર્વ કરશોમાં. અભિમાને તો ચૌદ ચોકડીના રાવણ રાજ્યનુ પણ અવસાન થઇ ગયુ ? નિર્માલ્ય અને હીચકારા ક્ષત્રિય જાયાના નમનથી, પોતાને એક 'વીર' માનીને અભિમાનથી દેડકાને ફુલાવવા એનું નામ કંઇજ નહિ ? લોમા ખુમાણ ? વીરની તલ્વારનું પાણી જોવું હોય તો તે હું બતાવી આપીશ. તમારી પાસેથી હાથીઓ લેવા માટે આવેલો વીર કુમાર, કદી પણ પાછો જશે નહિ. દ્રવ્યથી કે તલ્વારથી પણ હાથીઓ લીધા વિના હું જાઉં તો મ્હારી જનેતાની કુખ લાજે, સમજીને બે હાથીઓ આપી દ્યો તો સારૂં છે,

નહિતર જાણજો કે મહાજંગ મચશેને તેના પરિણામમા તમારી બહાદુરી લજ્જિત થશે, સમજ્યા.?"

સામંતસિંહે આ શબ્દો એવાતો જુસ્સાથી ઉચ્ચાર્યા, અને તે વેળા તેનું પુષ્ટ અંગ તથા મુખાકૃતિ, વીરતાના તેજથી એવા દીપવા લાગ્યા કે બહારથી કોમળ દેખાતો આ કુમાર, એક ખરેજ 'વીરનોચરીત્ર' એમ લોમાને લાગ્યું.

દેવાયત, લોમાની અવગણના કરવા જેટલી સામંતસીંહની ઉછળતી વૃત્તિ જોઇને ઘણો ખિજવાયો. અજાણતા ત્હેનો હાથ ખોળામા પડેલી તલ્વારની મુઠપર ગયો. તે બોલ્યો:

"સામંત ! તું હજી છોકરો છે. હાથીલેવા નોઘણજીને મોકલ. જોઉં કે તે કેવોક બાલો પછાડે છે!"

"છોકરો છુ પણ સિંહનો બાળક!" સામંતસિંહ આવેશથી બોલ્યો. "તમારામાજ વીરતા છે, અને બીજા શું નિર્વીર્ય છે ?"

"હા, નીર્વીર્ય છે!" લોમો બોલ્યો: "લોમા ખુમાણની હાકથી યોદ્ધાઓએ તાજ અને તલ્વાર નમાવી દીધા છે, કુમાર!"

એ પરથી એમ ન માની બેસ જો કે ક્ષત્રિયોનો સંસ્કાર તદનજ નિર્માલ્ય થઇ ગયો છે. ખુમાણ! આ ન હોય કોઇ નિર્વિર્ય ક્ષત્રિય બાલ ! આ તો વીર નોઘણજીનો વીર સંતાન ! તમ્હે માનો છો એવા ઘસાઇ ગયેલી ક્ષત્રિયત્વને સતેજ કરવા જન્મેલો વીર યોદ્ધો આ ન હોય કોઇ વંઝાને પેટે અવતરેલો, ભલભલાનું પાણી ઉતારવાની શકિત ધરાવતો વીર કેસરી! લોમાખુમાણ ! નોંઘણજીનો સંતાન નિર્વિર્ય નથી કે જે પોતાની તલ્વારને કોઇને પણ જીવતા નમાવીને કલંકિત કરશે. નોંઘણજીના સિંહ સમા સંતાનની તલવારયે જીતવી કે નમાવવી એ કાંઇ રહેલ નથી. લ્યો બા! રામ રામ છે !"

એટલુ બોલીને સામંતસિંહ ઉભો થયો અને કમ્મરપર લટકતી તલવાર પર હાથ રાખીને તે બોલ્યાં:

"તમારા રાજ્યમાં એ હાથીઓ આજેજ ઉપાડી જાઉં તોજ હુ નોંધણજીનો સંતાન કેસરી!"

"જાઓ, તમારાથી થાય તે કરીલેજો!" લોંમાએ, કુમારને એ દરકારી ભર્યો જવાબ આપ્યોને ઉમેર્યું: તમારાજેવા નિર્વિર્ય ક્ષત્રિયો કાઠિયોદ્ધા આગળ કંઇજ વિસાતમા નથી!"

"બસકરો ખુમાણ!" કુમારે ભવા ચઢાવ્યા: "'નિર્વિર્ય'નું સંબોધન તમારા રંગમહેલના ખવાસો માટે રાખો; નહિ કે જેના નામ સ્મરણથી દુસ્મનો કંપે એવા વીર નોંધણજીના કુમાર માટે! જીવન ભર, નિષ્કલંક વિજય કીર્ત્તિની પ્રાપ્તિ માટે સંસારની સપાટી પર સફર કરનારનું સંતાન કદીપણ 'નિર્વિય' હોઇ શકે નહિ."

"સામંત! સામંત! હજી કયા, તું મને જાણે છે? મારી વીઆની પરિસીમા માપી છે? ઉછળતા લોહીના મિથ્યા ગર્વમાં મારૂં અપમાન તમે કરો છો એ યાદ રાખજો. મ્હારી છાંયામા ઉભા ઉભા રહીને મ્હારા માનનું ખંડન કરવા જેવું બોલશો તો મ્હારા મહેલમાથી બહાર નિકળવું તને કારમું થઇ પડશે. સત્તાને સાહસ કરતા વાર ન લાગે, કુમાર!"

"નોંધણજીના વીર્યથી જન્મ લઇ મ્હને તો માત્ર સ્વમાન અને ક્ષત્રિય કુળનું ગૌરવ જાળવવાનું શિખવવામાં આવ્યું છે. જયા મારૂં સ્વમાન હણાતું હોય, એક કનિષ્ઠ કાઠી નિર્બળ ક્ષત્રિયોને પરાજય કરીને અભિમાનની ટોચે જવા પ્રેરાતો હોય, ત્યાં કોઇને માન ખંડન થતું લાગે તો પણ હું મ્હોં બંધ રાખી શકું નહિ. અને માત્ર બકવાટ કરીને પોતાની વીરતા પ્રદર્શિત કરવા કરતા તલવારના જોરે

'વીર' કહેવડાવવાની પ્રેરણાથી ' તમારાજ મહેલમા પાણી બતાવી દેવાના ઇરાદે મ્હારો હાથ તલવાર પર જાય છે. પણ મારે માત્ર હાથીજ લેવાના છે એટલે અહિંયા તલવાર ચમકાવવાની શી જરૂર ? "

' કનિષ્ઠ કાઠી ' ના સંબોધનથી લોભા છેડાયો સામંતસિંહનું જડબું હુક્કાની ચલમથીજ ભાગી નાખવાની પ્રેરણા થઈ આવી. પરંતુ એક છોકરાને પરાજય કરવાની વૃત્તિ શેવવી એ તેને મન ઠીક લાગ્યું નહિ. તે બોલ્યો:

"સામંત ચાલ્યો જા. નાહક માથુ ન ફોડ. બળ હોયતો બોલેલા શબ્દોનું પણી રાખીને મ્હને મ્હાત કરજે, જા ! "

જરૂર !"

વીરની દ્રઢતાથી, પ્રભુતા ભર્યા પગલે સામતસિંહ ત્યાથી ચાલ્યો ગયો. એ વખતે ત્હેની આખમાં રોષ હતો. કપાળમા કોપની રેખા હતી. હૃદયના ઉંડાણમા હાથી મેળવવાની મસ્તી હતી ગમે તેમ પણ હાથી લીધાવિના પિતાપાસે નજ જવું એવા નિશ્ચય પર કુમાર ગયો; અને એ નિશ્ચયને વળગતા કામ પાર પાડ્યું કે ખતમ થઇજવુ એવી તેણે મન સાથે દ્રઢતા બાંધી.

અંતઃપુરમા રાણીએ તૈયાર કરેલી રસોઇ જેમની તેમ રહી. સામંતસિંહ ગામબહારના એક વિશાળ વડવૃક્ષની છાયા નીચે ગયો અને હાથી મેળવવાના વિચારમા ગુંથાયો !



## પ્રકરણ ચોથું.

### ફત્તેહ !



મ ધ્યાન્હનો સૂર્ય પ્રખર તેજ તપી રહયો હતો. ગામમા આવ-જા બહુ ઓછી હતી. તાપનું પુષ્કળ જોર હતું. પૃથ્વીદેવી તપાવેલા લોઢાની જેમ તપ્ત થઇ ગઇ હતી. રસ્તે ચાલતાં પથિકોના કણ્ઠ પાણી વિના તરશે સુકાતા હતા. માયાવી મૃગજળ, તૃષાતુર હરિણનાં પ્રાણ હરતું હતું. સમય બડો આકરો હતો. સામંતસિંહ, ભૂખ્યા પેટે વડની છાંયા નીચે વિચાર વમળમા ગોથા ખાતો હતો. પ્રસ્વેદથી તેનું આખું અંગ ભીંજાઇ ગયું હતું, પરંતુ વિચારમા પડેલા એ કુમારને તે તરફ ધ્યાન આપવાનો અવકાશ ન હતો. હાથી હસ્તગત કરવા, તેણે અનેક યુક્તિઓ યોજી; પરન્તુ એક પણ યુક્તિ ત્હેને અનુકુળ જણાઇ નહિ. અંતે તેને એકાએક નવીનજ વિચાર આવ્યો, ને તે સાથે તેણે મગજમા નવીનજ ચમત્કાર અનુભવ્યો:

" મધ્યાન્હનો સમય છે. હાથીઓ પાણી પીવા જરૂર ગામ બહાર નિકળવા જોઇએ. "

તે આમ વિચાર કરતો હતો, ત્યા હાથીની હાર ગામ બહાર નિકળતી તેણે જોઇ. તરત તેનું લોહી ઉકળી આવ્યું. તેના આખા અંગમા વીરત્વનો કંપ થયો. હોઠ પીસીને તે ઉઠયો અને હાથીઓના નજીક ગયો. " ફતેહ !" રક્ષકો સાથે લડીને તેણે હાથી કબજે કર્યા. પણ એકદમ ન્હાસી છુટવું એ તેને યુક્ત લાગ્યું નહિ. તેથી લોકો ખુમાણ લડવા આવે છે કે નહિ તેમ રાહ જોતો થોડો વખત તે થોભ્યો.

ન્હાસી છુટેલો એક રક્ષક લોમા પાસે ગયો અને સામન્તસિંહે બલાત્કારથી હાથીઓ લઈ રક્ષકોના પ્રાણ લીધા તેમ ખબર આપ્યા. આ ખબર સાભળીને લોમાના બાવન કરોડ રૂંવા ઉભા થઇ ગયા. એક છોકરો, પોતાની હદમાંથી લોમા વીરના હાથી લઈ જાય એ બીના તેને અસહ્ય હતી. લીંબુની ફાડ જેવી આંખો લાલચોળ બની ગઇ. કપોલ દેશમાં જે કરચલીયો પડી ત્હેના ઝનુનને પ્રતિત કરતી હતી. દાંત વચ્ચે હોઠ પીસાતા લોહીના દર્શન થયા. તેના હૃદયમા પ્રચંડ પુરૂષાતનનું પુર આવ્યું. વદન પર અસીમ ક્રોધની જવાળા ભભૂકવા લાગી. શિકારીથી છેડાયલા વનરાજના જેવો તે ભયકર બન્યો. કંપવા થયેલા માનવીની પેઠે ગુસ્સાના આવેશથી તે કંપવા લાગ્યો. તે વખતે તેનો દિકરો રૂખડ પાસે હતો તેને જોઇને લોમાએ કહ્યું:

" રૂખડ ! બસેંહ સ્વારો લઇ એ ચોરની પાછળ જા. સામતસિંહને ચીરીને હાથી લઇ પાછો આવજે ! "

" બાપુની આજ્ઞા. "

બસેંહ સ્વારો સાથે રૂખડ, જે ઠેકાણે સામંતસિંહ ઉભો હતો તે ઠેકાણે આવ્યો અને સામંતસિંહને ઉદ્દેશીને બોલ્યો:

" સામન્ત ! શા માટે મરવા તૈયાર થયો ? લોમા ખુમાણના હાથી તેની હદમાથી લઇ જાય એવો કોઈ હજી જન્મ્યો નથી !"

" લડાઇની રાહ જોતોજ હું ઉભો છું, રૂખડ ! આ હાથી હવે નોંધણજીના થયા ! "

" અભિમાન અને ગર્વથી અંજાઇને વિના કારણ કાળને આમંત્રણ કરવાથી શું ફાયદો મળશે. સામન્ત ! સમજીને હાથી આપી દે. મને તારી દયા આવે છે. "

" રૂખડ ! નોધણજીનો વીર સન્તાન ત્હારી દયા માગતો નથી. આ ઉભા હાથી. મેદાન તૈયાર છે. બળ હોય તો લઇ જા ! "

" થઈ જા સાવધ, સામંત ! "

" હોશિયાર ! "

રૂખડે સિપાઇઓને લડવાનો હુકમ આપ્યો. સામંતસિંહ તૈયારજ ઉભો હતો. ઘાસ કાપે તેમ સામંતસિંહે બસેંહનાય ધડ–શિષ જુદા કરી નાખ્યા. સામંતનું અત્યંત પરાક્રમ જોઇને રૂખડ ગભરાયો. સ્વારોના કપાઇ જવાથી સાથે પોતે ટકી શકશે નહિ એવા વિચારે ત્હેને નસાડી મૂક્યો. લોમા પાસે આવીને રૂખડે સર્વનાશના સમાચાર આપ્યા. સામંતસિંહ બસેંહ સીપાઇઓના લોહીથી તરબોલ થયલી તલ્વારને ચુમતો, પોતની વીરતાના ગર્વ અને અભિમાનથી ફુલાતો, હાથી લઇને ગારીયાધાર આવ્યો.

પુત્રના પરાક્રમથી રાજા નોંઘણજીને અત્યંત સંતોષ થયો સામંતસિંહની પીઠ થાબડીને ઉત્તેજીત સ્વરે તેણે શબ્દો કહ્યા.

" શાબાશ ! વીર નોંઘણજીનો પુત્ર પણ વીરજ થયો. હું સંતોષથી મરીશકે મ્હારી પ્રજા મ્હારૂં વીર્ય લજાવે એવી નથી. લોમા ખુમાણના બસેંહ સ્વારોનાં જડબા ભાગીને હાથી લઇઆવનાર મ્હારા આત્મા ? તું ચીરંજીવ થા. અને તલ્વારના જોરે અમર કીર્તીને પ્રાપ્ત કર. "

પિતાની અક્ષય આશિષ સાંભળીને કુમારે, પિતાના ચરણમા મસ્તક નમાવ્યું અને પિતાની ચરણરજ માથે ચ્હડાવતા તે બોલ્યો:

" બાપુ ! બસેંહતો શું પરન્તુ બે લાખ સ્વારો આવ્યા હોત તો પણ હાથી લીધાવિના ત્હમારો આદીન પુત્ર સામંત કદીપણ પાછો ફરત નહિ. સ્વારોનાં શરીરો ચીરી નાખત. અથવા તો વીર

નોઘણજીનું ગોરવ જાળવી આત્હમારો પુત્ર ત્યા ખપી જાત. કાયરપણું બતાવીને ન્હાસી છુટવાનો વિચાર મ્હાર હ્રદયમા ઉપસ્થિત થાય તો નોઘણજીનું નામ બુડાડનારો હું ઠરૂં ને ? "

પુત્રના વીરતા ભર્યાં શબ્દો સાભળીને નોઘણજીને પરમ આનંદ થયો બીજે દિવસે નોઘણજીએ દરબાર ભર્યો. રામસુર ગઢવીને એક હાથી, સો અશ્વ, બસેંહ ગાયો, બસેંહ ભેંસો. બસેંહ ઉંટો, દશ હજારની રોકડ, છત્ર, ચામર, નિશાન, નોબત, એક હજાર સુવર્ણ મુદ્રા અને રાજવંશી અતિમૂલ્ય પોષાક એટલું આપ્યુ. ગઢવીએ નોઘણજીની જય બોલાવીને પોતાને ગામ જવાસીયા જવાની રજા માગી

" રાજન્ ! આપના રાજ્યમા હુ બહુ રોકાયો હવે વિદાય લઇશ. "

" ગઢવી ! ત્હમારા સહવાસથી મ્ને અત્યત આનંદ પ્રાપ્ત થાય છે હજી પણ થોડા દિવસો ન રોકાઇ શકો, કવિરાજ ! "

" રાજન્ ! હવે હું રોકાઇ શકીશ નહિ. ફરી કોઇ વખત મળીશુ ! "

" કવિરાજ ! જો ત્હમારી ઇચ્છા હોય જવાની હોય તો હુ રોકી શકતો નથી. આનંદથી વિદાય આપુ છુ. પરન્તુ વરસ દહાડે એકાદ વખત મ્હારે ત્યા પધારવા તસ્દી લેશો એમ ઇચ્છું છું. "

" અનુકૂળતાએ જરૂર આવીશ રાજન્ ? "

" અને ત્હમારા સ્વાગતમા આવેલી ઉણપ માટે હું ક્ષમા ચાહૂ છું. "

" રાજન્ ! એ વિષે ક્ષમા યાચવા કંઇજ જરૂર નથી. સ્વાગતમા કરીજ ઉણપ નથી આવી.

તેજ દિવસે સાંજે રામસુર ગઢવી જવાસીયા જવા વિદાય થઇ ગયા.

" કે માનવીના ભાગ્ય પર, નૃપનો અમલ તો ચાલશે.
" લુંટે શ્રીમંતો કે ભિખારીને પીડીને મ્હાલશે;
" જનના હૃદયને બુદ્ધિ પર કવિનો અમલ જે પ્રસરશે,
તે નૃપતિ બળથી અધિક કોટિગણો જરૂરજ અમર છે
" કે નરપતિ ભુપરે થયાને કૈં ભવિષ્યે જનમશે,
" કૈં વીરયોદ્ધા થઇ ગયાને વીર હજીયે કૈં થશે;
" પણ માનવીનાં જડ હૃદયને સ્નેહ જળથી ભીંજવશે,
" કવિરાજ મોઘ વિરલ વિરલા પૃથ્વીપર કો જનમશે ?



# પ્રકરણ પાંચમું.

## "ભાઈ-બ્હેન"




મસુર ગઢવીને લાખપસા મળેલા અને તેમા હાથી મળેલો હોવાથી તે મ્હોટા ઠાઠમાઠથી જવાસીયા પહોચ્યો ગામના લોકો તેનો આ દમામ ભરેલો દેખાવ જોઈને આશ્ચર્ય પામ્યા જવાસીયાના ધણીને પણ ખબર પડી કે રામસુર ગઢવી નોઘણજીનું ઇનામ લઇને આવી ગયો છે, એટલે રાજાએ, રામસુરને તેડાવ્યો અને નોઘણજીના સમાચાર પૂછયા.

રામસુરે કાઠિયાવાડની અને તેમાં ગારીયા ધારના ઠાકોર નોઘણજીની દાનવીરતા અને શુરવીરતાના વખાણ કર્યા. અને નોઘણજીનો ફોટો હતો, તે બતાવ્યો. રાજાએ તે ફોટો અંતઃપુરમા મોકલાવી દીધો.

અંતઃપુરમા રાણીઓ અને કુંવરી હતા. બધાએ નોઘણજીનો ફોટો જોઇને કુંવરીએ પ્રતિજ્ઞા કરી કેઃ—

"જો પરણું તો આ નોઘણજીનેજ પરણું ને તે છ મહીનામા મળે તોજ આજથી શંકરની પુજા શરૂ કરવી. છ મહીનામા નોઘણજીને ન પરણી શકાય તો આત્મ હત્યા કરવી."

કુંવરીની આ ભીષ્મ પ્રતિજ્ઞાની રાજાને અને રામસુર ગઢવીને ખબર પડી. રાજાને અને રામસુર ગઢવીને કુંવરીને સ્હમજાવવા કહ્યુંઃ રામસુર, કુંવરી પાસે આવ્યો અને કહ્યું.

"બા! તમે ખોટું કર્યું! કાઠિયાવાડ દૂર છે તેમાં ગારીયાધાર

છેક છેડે આવેલું છે, વળી નોઘણજી રાજા છે તે અહિં ક્યાંથી આવે ? માટે છ માસની મુદ્દતવાળી પ્રતિજ્ઞા ખોટી છે ! ”

કુંવરીએ કહ્યું: “ જે થવાનું હતું તે થયું. પ્રતિજ્ઞા લઇ લીધા પછી વિચાર શા ? નોઘણજી નહિં મળે તો મારૂં શીર શંકરને અર્પણ કરીશ અને આવતી કાલથીજ શંકરની પુજા શરૂ કરીશ ”

કુંવરીનો દ્રઢ નિશ્ચય જોઇ ભાવિ ઉપર આધાર રાખી સઘળા શાંત થયા.

બીજે દિવસે પ્રાતઃકાલમા કુંવરી ગામ બહારના શિવાલયમા શંકરની પુજા કરવા ગઇ. બિલિપત્ર ચ્હડાવી તેણે શંકરની સ્તુતિ કરી:

“ પાર્વતિ પતિ ! આપના ચરણ સરોજમા દાસીની સેવા–પૂજા અંગીકાર કરશો. ને મ્હારી મનેચ્છા પુર્ણ કરશો. આપ સર્વજ્ઞ છો. ભોળા છો. દીન દયાળુ છો. હું આપના શરણે છુ. મ્હારો ઉદ્ધાર આપના વડે થાય એમ છે. મ્હને માત્ર આપનોજ ભરૂંસો છે. ભક્ત પરની મમતા અને અમિમય દ્રષ્ટિ ને લઇને મ્હને આશા છે, ભરૂંસો છે, મ્હારી પ્રતિજ્ઞા સફળ થશે એવો દ્રઢ નિશ્ચય છે. ત્રિપુરહર ! આપની પૂજા એક ચિત્તે કરીશ. અનુદિન પુષ્પ ચ્હડાવીશ. સ્તુતિ ઉચ્ચરીશ. ધ્યાન ધરીશ. મ્હારી એ ભક્તિ, ‘સકામ, ભલે હોય. ભક્તિના બદલામા મ્હારી મનેચ્છા સફળ થાય એ વાંચ્છના. મ્હારી મનેચ્છા શી છે ? આપ સર્વ જાણો છો. આપનાથી કશું અજાણ રહી શકતું નથી. સૂર્ય ચંદ્રના પ્રકાશના કિરણો પહોંચે નહિ, પવનની લ્હેર આવી શકે નહિ એવા ગહન ભોંયરામા બનતા બનાવોને પણ આપ જોઇ શકો છો. વીર નોંઘણજી રાજાને માનસિક રીતે સ્વામિનાથ તરીકે સ્વીકાર્યા છે. હવે છ મહિનામાં તેઓ મારા પતિ અને એ ઇચ્છા. મ્હારૂં જીવન એ ઇચ્છાની સફળતા ઉપર ટકી શકશે. છ

મહીના પુરા થયે નાથજી નહિ મળે,–મ્હારી છ છ મહીનાની તીવ્ર ભક્તિનું ફળ એટલું પણ મ્હને નહિ મળે–તો બસ એકજ રસ્તો મ્હારા માટે અવશેષ રહેશે અને તે આત્મહત્યા. આપના સેવિકા, હતાશ થઈને આત્મહત્યાના ઘોર પાપમય માર્ગે પ્રયાણ કરવાના સંયોગોમાં સંડોવાય એ આપને લાન્છન જેવું થઈ પડશે. માટે દાસીની અરજ નો સ્વીકાર કરી મ્હારી અનન્ય ભક્તિના બદલામાં મ્હારી મનેચ્છા તૃપ્ત કરશો એમ આશા રાખું છું. હું આપના ચરણશરણ છું ? અનાથ છું !”

  

સૂર્યનારાયણ અસ્ત પામતા હતા. અંતઃપુરની રાણીઓ અને કુંવરીઓને હરવા ફરવા માટે જવાસીયાના ધણીએ એક ખાસ બગીચાની વ્યવસ્થા કરી હતી, તે બગીચામાં તે કુંવરી આટા મારતી હતી. બગીચાની મધ્યમા સુંદર 'વાવ' હતી. વાવમાના નિર્મળ અને કાચનસમા નીરમા પડતો સૂર્યદેવનો લાલ પ્રકાશ. શ્વેત સાડીપર મૂકેલા લાલબુટ્ટા જેવો લાગતો હતો. તે કુંવરી, કુસુમની સુવાસ લેતી લેતી વાવના કિનારે આવી. વાવમાના વારિને, અને તેમા સ્નાન કરતા સૂર્યના પ્રકાશને તેણે જોયા. કિનારે તે બેઠી. અને પગલાં પાણીમા બોળ્યા. વાવના નિર્મળ નીરમા તેના ચરણો સ્વચ્છ દેખાતા, અને અવળી થઇ જતી સ્હેજ મ્હોટી માછલીઓના ચમકારનો ભાસ કરાવતા હતા. કુંવરી, પાણી સામું એકી ટશે જોઇ રહી હતી. જાણે નદીમા તેનું કંઇક અમૂલ્ય રત્ન ખોવાયું હોય અને શોધતી ન હોય ! બાગમાંના છોડવા અને વૃક્ષો સિવાય તે કુંવરીને એ દેવ દુર્લભ સૌન્દર્ય શાલિની સુંદરીને–જોવાનું કોઇનું સદ્‌ભાગ્ય ન હતું.

નોંધણજીને વરવાની આશામા તે કુવરી નિષ્ફળ નિવડે કે સફળ થાય; પરન્તુ તે મનગમતા મનોરથોની મ્હેલા તો ના પાયા ચણ્યા ઉંડા નાખતી હતી. તેના વદન ઉપર, નયનોની ઉંડાણમાં, કંઠની કોમળતામા ને હૃદયના ગર્ભમા, 'નોંધણજીનું' નામ અંકિત થઇ ગયુ હતું. તેના હોઠ, એ નામનેજ ઉચ્ચારવા પુલકિત જણાતા હતા

"કુંવરી !" પાછળથી અવાજ આવ્યા ને તે ચમકી. પીઠ પાછળ ક્ષત્રિયના પોષાકમાં સજ્જ થયલા એક અપરિચિત યુવકને જોતાજ તેના ચરણે પાણીનો ત્યાગ કર્યો ને તે સફાળી ઉભી થઇ ગઇ.

"કુંવરી ?" અજાણ્યા યુવકે પુનઃઅવાજ કર્યો:

કુંવરીએ કંઇપણ ઉત્તર આપ્યો નહિ ત્હેની દ્દષ્ટિ યુવકના વદન પર એવી તો તીવ્ર પડી કે ક્ષણભર તે યુવક ગભરાઇ ગયે.. પણ પાછળથી હિંમત લાવીને તે બોલ્યો: "કુંવરી ? હું કોણ છું ?"

કેવો પ્રશ્ન ? કુંવરીના મગજમા અત્યંત ગડમથલો ચાલી. યુવકને તે ઓળખતી ન હતી. તેના ચક્ષુમાંથી જે ભાવના ટપકતી હતી તે ભાવનામા ભૈ અને ગભરાટના ઓળા સ્પષ્ટ જણાતા હતા.

યુવકે તે જોયા હોય તેમ તે બોલ્યો:

"કુવરી ? શા માટે ડરો છો ? આટલા ગભરાટનુ કારણ ? હું તો—"

"ચૂપ રહો ?" કુંવરીના વદનપર લાલિમા પ્રકટી: "કંઇ પણ બોલતા પહેલા કહીદો કે ત્હમે કોણછો, ને અહિં શા માટે આવ્યા છો ? તમને ખબર નથી કે આ બાગ ખાનગી છે ?"

"કુંવરી !" તે યુવકે ચોપાસ ભાવ સૂચક દ્દષ્ટિ ફેરવીને જણાવ્યું:

"કુંવરી ! હું ગમે તે છું, પરન્તુ અત્યારે તો હું ભિખારી છું.

ભીખ માગવા માટે અહિં આવ્યો છું. મ્હને ખબર છે કે આ બાગ ખાનગી છે, પરન્તુ મ્હારી ભુખના ભડકા હોલવવાના હેતુથી ત્હમારા ખાનગી ગણાતા બાગમાં પણ આવવાનું મ્હેં સાહસ કર્યું છે !"

તે યુવક એટલું બોલીને પછી ચૂપ રહ્યો. ને કુંવરીના વદનને એકી ટશે નિહાળી રહ્યો, કાસાના ઘેરા રંગના પોપચા વારે વારે પલકતા હતા સૌન્દર્ય મંડિતાના મોહક યૌવનનું સ્પષ્ટ દર્શન કરાવતી નયન કીકીમાથી અનેરૂં તેજ પ્રકાશતું હતું. એ તેજના પાણીદાર–ધારદાર કિરણોમાં તે યુવક ન્હાતો હતો. એ કુંવરીની જન્મપળે પૃથ્વી પર પ્રકૃતિદેવી પૂર્ણ પ્રસન્ન હશે એમ બાપડા યુવકને લાગ્યું.

"ત્હમારા શબ્દોને હુ સ્હમજી શકી નહિ, સ્પષ્ટ કહો કે ત્હમે કોણ છો ? !" કુંવરીએ સ્પષ્ટી કરણની માગણી કરી.

"કુંવરી ! હુ બેરાળાથી જરા છેટે આવેલા ગૌરવ શાલી ગામડાના રાજાનો કુમાર છું. ત્હારા સૌન્દર્યની સ્તુતિ સાભળીને મ્હેં બેરાળી આવવાની તસ્દી લીધી છે. આજ ચાર ચાર દિવસ વિતાવ્યા ત્હમારા શરીર સુમનની સુવાસ લેવાની લાલચે ! ને અન્તે અત્યારે સાહસ કરીને હું બાગમા ઘુસી આવ્યો છુ ! ત્હમારા પ્રેમનો હું ભિખારી છું. એ પ્રેમની ભીખ માગવા—"

"બસ કરો કુમાર !" કુમારને અટકાવીને વચ્ચેજ કુંવરી બોલી ઉઠી.

"બસકરો કુમાર ! રાજકુમારનો ધર્મ ભુલી મોહ ભુલભુલામણીમા ન પડો ! તમને ભ્રષ્ટ ભિખારી બનાવા જેટલી ઉદારતા તમારા રંગ મહાલની ખવાસણો બતાવશે; સમજ્યા ?"

"એક દેવ દુર્લભ સ્વરૂપમા દીપતી દેવાગના, પોતાના પ્રેમના યાચક આત્માને પ્રેમનું દાન આપવા જેટલી ઉદારતા ન હોય એ

આજેજ સાંભળ્યું ! હા, પણ તમે મને જાણો છો જ કયા ? તમ્હારા પિતાની હદમાં ને વળી આ ખાસ રાણીબાગમાં પણ બલાત્કારનું સાહસ કરતા ડરૂં એવો હું નમાલો નથી. ”

યુવકરાજ ! ” કુંવરીનો શીતલ ઉદ્ગાર થયો. ત્હેના અપૂર્વ સૌન્દર્ય મંડિત આનન પર અપૂર્વ લાવણ્યતું તેજ પ્રકાશ્યું. ઉગતી જુવાની મા કંપાવે કાપે એવી શક્તિના ભણકાર તે યુવકને અસહ્ય જણાયા કુંવરીએ બોલવા માડ્યું: “યુવકરાજ ! ક્ષત્રિય વટના મ્હેલો વિષય વાસનાના નાદથી ખળભળી જશે તો ત્હેની સાથેજ પૃથ્વીનાં પડ ઉખડી જશે એનું કે ધ્યાન છે ? મારા જેવી એકાદ અબળા પર અત્યાચાર કે બલાત્કાર ગુજારવાનું સાહસ કરવા જેટલી ત્હમારી શક્તિ ઘોર પાપમય વાસનાને સંતોષવાના ઉદ્દેશ પાછળ વેડફી નાખવાકરતા ત્હમારી એ શક્તિનો ઉપયોગ ત્હમારા રાજ્યનુ અને તેની સાથે ત્હમારા દેશનું ગૌરવ વધારવામા કરો. જગતના ઇતિહાસના અમરપાને ત્હમારૂં નામ સુવર્ણાક્ષરે અંકિત થશે ને જગતના નાથના આગણે ત્હમારો અનહદ સત્કાર થશે કે જે સત્કારની કિંમત ઘણી ભારે છે.

“ કુંવરી ! જગતના નાથને આગણે સત્કાર થવો હશે તો થશે. પરન્તુ અત્યારે ત્હમારા પ્રેમના આગણે સત્કાર થાય એવી મ્હારી તીવ્ર અભિલાષ છે. આજ દિવસો થયા ત્હમારા સૌન્દર્યનો અમિરસ ચાખવા તૃષાતુર બનેલો હુ શું તૃષા છીપાવ્યા વિનાજ જઇશ ? ”

“ અફસોસ ! જેના આત્માના ઓજસમા દેશનું ઉજ્જવળ ભાવિ છુપાયલું છે, તે આત્માની આટલી અધોગતિ જોઇને મ્હને કમ્પારી છૂટે છે ! કુમાર ! દેશના ગૌરવના સ્થંભરૂપ મનાતા યુવકરાજ ! ત્હમારી મર્કટ વાસનાને બાળી નાખો. ત્હમારા જેવા હજારો-અરે ! માત્ર સો-ફકત એકસોજ યુવકરાજો, દીવ્યદેશોને ધારણ કરીને કમર

કસી દેશની દુર્દશા રૂપી દૈત્યને ચીરી નાખવા યાહોમ ઝંપલાવવાનું સાહસ કરી શકવા શકિતમાન્ થાય થાયતો દેશના ઉત્કર્ષનો ભાનુ સમ્પૂર્ણ કળાએ પ્રકાશિત થાય એમ છે. કુમાર ! પહેલા ત્હમે કહોકે ત્હમારી પાછળ સો નહિ પરંતુ કરોડો યુવકો ધમડાશે અને એ ઉત્પન્ન થયલા યુવક રાજાના અંતઃકરણ પૂર્વકના અવાજથી સુયશની સાથે દેશની સ્થીતિ સુધરતી થશે જેહેં માન–કે જે માન અત્યંત દુર્લભ છે —તે તમને મળશે. અને ત્હમારા કંઠમાં દેવો અને અપ્સરાઓવિજય માળા આરોપશે. ”

‘ દેવો કે અપ્સરાઓ તરફથી મ્હારા કંઠને ફુલમાળા પ્રાપ્તથાય તેના કરતા ત્હમારા જેવી મર્ત્ય ભૂમિની અપ્સરા તરફથી મ્હને ફુલમાળા મળે તોજ હું મ્હારા મહદ્ભાગ્ય માનું છું. દેશનુ ભાવિ સુધરે કે સત્યાનાશ સ્વરૂપમા ભળે, તેની મ્હને કંઇપણ પરવા નથી. પરવા છે. માત્ર ત્હમારા પ્રેમના પાનની ” તે પરતંત્ર બાલ જીવે એ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યાં.

“ બાહ ! ” કુંવરી બોલી: “ એક મળમુત્ર હાડચામથી ભરેલા દુર્ગંધની દેહપર આટલી આસક્તિ શી ! દેશના આશાવંતા કુમાર ! આવયે તો તમારે દેશનું ભલું કરતા શીખવું જોઇએ. કુંવરીની દૃષ્ટિ ક્ષણભર કુમારના ગંભીર અને માદક ચ્હેરા પર ઠરી.

દીપની જ્યોત વર્તુલમા ભમતું પતંગીયુ મસ્ત બની તોફાને ચડે તેવી સ્થીતિ યુવકની થઇ. ઉછળતે હૈયે આતુર નયને, કુંવરીના ચન્દ્ર વદન પર તરી આવેલા ગાભીર્યને નિહાળતો યુવક બોલ્યો

“ મ્હારૂં ભલું થયા વિના દેશનું ભલું હું શું કરી શકવાનો હતો. ? ”

" તમ્હારૂં ભલું ? હા ! શામાટે નહિ ? દેશનું દઢ ગૌરવ જાળવવાની દઢ લડતના દઢવીર તરીકેની તમારી નામના ભુમંડળમાં પ્રસરી જાય એમાં અમ્હમાનું ભલુ થવાની જે અનેરી આગાહી છે, તેના કરતા વિશેષ ભલું તમને શું જોઇએ? કુમાર ! ક્ષુદ્ર વિચારો, ક્ષુદ્ર આશયો અધમ લક્ષ્ય બિન્દુઓને પાપીષ્ઠ વૃત્તિ: એ સઘળાને તિલાંજલી આપો. જો તમારા જેવા યુવકો–કે જેના તરફ દેશ દેવી આશાભરી નજરે જોઇ રહી છે, ને પોતાનો ઉદ્ધાર તમારા જેવા ઉછળતા લોહીના વીર યુવકોમાં માની રહી છે તે યુવકો જો અધોગતિના ઉંડા ગર્ભમા ગબડી પડશે, તો દેશનું સત્યાનાશ જશે અને દેશની છેદન ભેદન દસાની કાળી ટીલી તમારા કપાળમાં અંકિત થશે. યાદ રાખજો કે બાલકો, કે વૃદ્ધો દેશનું દારિદ્રય કંઇપણ ફેડી શકવાના નથી દેશનુ અસ્તિત્વ, અત્યંત દુર્દશા વચ્ચે પણ ટકી રહેલુ છે તે ફક્ત તમારા જેવા વીરાત્માની આશાએ ! ને જો તમે કર્તવ્ય ભુલી દેશના દ્રોહી તરીકે તમને જાહેર કરશો તો દેશની શી સ્થિતિ ! વિચાર કરો કુમાર ! કર્તવ્યની સાથે દેશની અધમ દશાનો વિચાર કરીને દેશની સેવા કરી અમર યશ સંપાદન કરવા તમારા જીવનની હોડી હંકારો. જગતમા મ્હોટામા મ્હોટો ધર્મ 'સેવા' છે. સેવા ધર્મને રગેરગમા ઓતપ્રોત કરનાર આત્માના ઓજસને નિહાળવા સ્વર્ગની અપસરાઓ પણ ડોકીયા કરશે અને જગતનાં જીવો તમારા નામને અમર બનાવશે. તમારી પૂજા કરશે તે માટે સેવા ધર્મના પુરાણ કે જે અગમ્ય લીપીમા લખાયલા છે તે વાચવાનો સબળ પ્રયાસ કરો, કુમાર ! "

કુંવરી આટલું બોલીને ચુપ રહી. કુમારને પોતાના શબ્દોની શી અસર થાય છે એ જાણવા આતુર બની તેના નયન તેજના કિરણો સીધા યુવક પર પડતા હતા. યુવકરાજને સમજ ન પડી કે તે શાથી મુંઝી રહ્યો હતો !

"કુંવરી ! મારે તે તમારૂં તત્ત્વજ્ઞાન સમજવા પ્રયાસ કરવો કે તમારા માધુર્યના રસને ચાખવો ? આવો, આવો ! મ્હારા રસિક મ્હેમાન ! મ્હારા સુધારણના સ્નેહ શોભના ! આપણા પ્રેમ મન્દિરમા તમ્હારે પગલે મ્હારા હૃદયની જાજમ પાથરીશ. ત્હમારી કોમળતા, નિરંતર મ્હારા હસ્તોમા સાચવીશ. કુમારીરત્ન ! વનઉપવનની કુંજોના નવરંગી કુસુમ સદનમા સીંચાણી સુધાકરતા અધિક મીષ્ટ મ્હારો પ્રેમ તમ્હારે માટે છે. માત્ર એક વખત ચાખ્યા પછીજ ત્હેનો રસા સ્વાદ અખંડ રહે છે. તમ્હારી આશાઓ, તમારા પ્રયત્નો, તમ્હારા મનોરથો ત્હેને માટેજ બની રહે છે એ તમને પછીથી સમજાશે સર્વસ્વ મ્હારૂં છે અને થશે એ બધુંય તમ્હારે પુનિત પાયે અર્પતાં મ્હારા પ્રેમનોનો માત્ર શુકમાશ પુરાશે. સુંદરી ! સેવાધર્મનુ પુરાણ ઉકેલવાની મ્હને સૂચના કરો છો પરંતુ મ્હારે તો આયુષ્યની આ વસતી છે; અને વસંતમા તો પ્રેમનાંજ પુરાણ વંચાય સમજ્યા ?"

બિચારી બાલિકાને ગળે ડુમો ભરાયો ! પ્રેમની ભિક્ષા પહેલીજ વાર તેના દિલ આગળે થતી હતી. સ્થિર કાળા નયનમાથી અને રાતેજ ની ધારાઓ વહી.

"યુવકરાજ !" કુંવરી બોલી: "નૃપતિના આંગણે જન્મ લઇને રાજકુમારતા તમે પદવી મેળવી છે ! પણ પાપથી ભરેલી પિશાચ બાજી ખેલવામા એ પદ્દિનું ગૌરવ નહિ: કુમાર ! મ્હને તો ત્હમારી આ સ્થિતિપર દયા આવે છે. જુઓને ત્હમે કેટલા લાચાર દેખાઓ છો? તમને કેટલી ઉણપ સાલે છે ?"

"હા. અને તે ઉણપ ત્હમારો વિશુદ્ધ સ્નેહ પૂરી શકશે !"

"કુમાર ! જેનું મન વ્યભિચારી, પાપી, અધર્મી તેનામા તો ઉણપ હમેશ રહેવાનીજ. તમ્હારી મહો વાસના બાપડી હું શી રીતે સંતોષું ?"

"એટલે ?" કુમારે ભ્રુભંગ કર્યો.

"રાજ રાણીને પેટે જન્મ લઇ મ્હને તો માત્ર સ્ત્રી થવાનું શીખવવામા આવ્યું છે ! અને થવાની પણ એકજ પુરૂષની સ્ત્રી નહિ કે લંપટ રંગ મહેલની વેશ્યા રાણી !"

કુમાર ચોંક્યો કીર્ત્તિ સ્થંભની ટોચેથી નીચે પટકાયો લાગ્યો. ત્હેનામાન' અભિમાન, અને આડંબરનો કચ્ચરઘાણ વળી ગયો દીનતાની જગ્યાએ ગર્વ અને ગુસ્સાના કિરણો પ્રકાશ્યા.

"સુંદરી ! મ્હારી દીનતાને તમ્હે ઠોકરે મારો છો એયાદ રાખજો. નેહા, તમે કહો છો કે હુ થવાની એકજ પુરૂષની સ્ત્રી. તો પછી તમારી પાસે ઉભેલા આ મુગ્ધ પુરૂષની સ્ત્રી થવામા--"

"બસ કરો, યુવરાજ ' ત્હમારી જીભ પર લગામ રાખો. હું આ દેહે કુવારી છુ, પણ હૃદયે નહિ. એક પ્રતાપી પુરૂષને મ્હેં મ્હારા સ્વમિનાથ તરીકે સ્વીકાર્યા છે. સતિને એકજ પતિ હોય કુમાર !"

"કુવરી ! તમારા મનોહર માધુર્યની મીઠાશમા હું મુગ્ધ થયો છુ. મ્હારે મનતો ત્હમે અંધારા ઓરડાની દીપજ્યોત છો ! આ વિશુદ્ધ તન બાગના અવનવા પુષ્પો ચુંટવામાં મ્હારા જીવનનું અહોભાગ્ય અંકાયુ માનું છું. કુંવરી ! કુંવરી ! ત્હમારા સુંવાળા કેશની સુગંધ લેતા મને તો સ્પર્શ કેલી કરવાનું મન થઇ જાય છે !"

યુવક અડપલું કરવા ગયો. કુવરી બાજુએ ખસી મરડાટમાં ઉભી.

"લાવણ્યમયી ! સુધામય ! હજી ક્યાં તમ્હે મને જાણો છો, કે મ્હારા પ્રેમની પરિસીમા માપી છે ? મ્હારી તમારા પ્રત્યેની પ્રેમ ભક્તિનું ગૌરવ જાગવી તમને વરવા..."

"શાબાશ કુમાર ! ધન્ય તમારી જનેતાને ! રાજકુમારનો આ

ધર્મ ? આતે તમારી પ્રેમભક્તિ. કે પાતક વાસના ? આવી પ્રેમભક્તિ તો તમારા રંગ મહેલની ખવાસણ માટે રાખો, નહિંકે એક દીવ્ય-રમાની પત્ની માટે !"

"કુંવરી ! મને તમારા સૌભાગ્ય સ્વામિની ઓળખ આપો !"

"શા માટે ?" કુંવરીના નેત્ર ચમકી રહ્યા.

"શા માટે ? કુંવરી ! તમારા સ્વામિને મારીને તમને પામવા માટે !"

"શું ?"

"મ્હેં કહ્યું તે ન સાંભળ્યું ?"

"ધિક્કારહો !" કુંવરીના મ્હોમાંથી ફીટકાર સરી પડ્યા: "કુમાર ! કુમાર ! આમ ધિક્કારપાત્ર થવા કરતા આવકાર પાત્ર થવામાં જીવનનું ગૌરવ છે. ત્હમારા જેવા દેશના ઉજ્વળ ભાવિરૂપ મનાતા વીર યુવકને, એક ક્ષુદ્ર કુમારિકા ધિક્કાર આપે, એ તમને કેટલું લાંછન આપનારૂં છે ? કૃપા કરી વિકારનું અંજન નયનમાંથી ધોઇ નાખો. હૃદયના ઉંડાણમાં છુપાઇ રહેલી પાપિષ્ઠ વાસનાનો પરિત્યાગ કરો. દેશના દુશ્મનોને ચીરી નાખવા ત્હમારી તલ્વાર ખખડાવો અમર કીર્ત્તિમાળ પહેરવા જીવનના મોહને ભુલી જાઓ અમર ઇતિહાસના અમર પાને, અક્ષર અક્ષરથી તમારૂં અમર નામ અંકાવવા સેવાનો સત્કાર કરો. જન સેવા, દેશ સેવા ને પ્રેમ કે જેના ઉપર જગતનો આધાર છે તે તત્વોને ખિલવવાનો પ્રયાસ સેવો ક્ષુદ્રવાસનાની વૃદ્ધિ અને સિદ્ધિ એનેજ ત્હમે ત્હમારા જીવનની સફલતા ન માની બેસો. શાંત થાઓ. હિંમત ધરો. આજથીજ ત્હમારાથી બને તેવી રીતે દેશની સેવા કરવાના વ્રત લ્યો. ને પછી કુમાર ! હું છાતી ઠોકીને કહુંછું કે નિઃસ્વાર્થ સેવા બજાવવા અને દેશનું ગૌરવ જાળવ-

વાના શુભતમ ઉદ્દેશને ધારણ કરીને જુસ્સા પૂર્વક જે ધન્યપળે ત્હમે તમારો પગ ઉપાડશો તેજ પળે મ્હારા જેવી એક કુમારિકા નહિ, પરન્તુ સેંકડો, હજારો, અરે લાખો કુમારિકાઓ તમારી પાછળ ધસડાશે. ત્હમારા પવિત્ર ચરણની રજ ચૂમશે. ત્હમને વિજયમાળ પહેરાવશે. ને પોતાના ક્ષુદ્ર જીવનને તમારા ચરણમા ઓવારી નાખવા ઉત્સુક થશે. અત્યારે ત્હમારા હૃદયમાં જે વાસના છે તે એ વખતે નહિ હોય. એ વખતની ત્હમારી વૃત્તિ વિકારહીન અને પવિત્ર હશે. પછી એક પવિત્રાત્મા-અમર આત્માની છાંયામાં ઉભા રહેવા આખુ જગત કાં ન ખેંચાય ? કુમાર ! કુમાર ! મ્હારા જેવી એક બાલિકા ત્હમારા જેવા વીર યોદ્ધાને ઉપદેશ આપે એ તમને સ્વમાન ખંડન જેવું નથી લાગતું ? " આટલું બોલીને કુંવરી પ્રત્યુત્તરની પ્રતિક્ષા કરી હતી.

યુવકરાજે કુંવરીને આનંદ પૂર્વક વધાવી. દેશની સેવાનું વ્રત અંગીકાર કરવાની મનેચ્છા જન્મી. મુછનો દોરો ફુટવાને હજી ગણ્યા ગાંઠ્યા વર્ષોનો અવકાશ હતો; છતાં સમ્પૂર્ણ તારૂણ્યનો પ્રભાવ વિસરતો હોયની, એમ સ્તાશ માંરતા હોઠ આનંદના અજબ રંગથી દીપી ઉઠ્યા.

" રાજબાળા ! કહો કહો, ફરી વખત એજ શબ્દોનો મર્મ કહો. "

" તે પહેલાં એક પ્રશ્ન પૃછુ ? "

" મ્હને ? "

" હા. ત્હમને ! "

" પૂછો, ઘણીજ ખુશીથી. "

" ત્હમે પરણેલાં છો કે કુંવારાં ! "

" મ્હને પરણ્યાને બે વર્ષ થઇ ગયા. કુંવરી ! "

" ઓ...હો ! ત્યારે તો ત્હમે દેશની સેવાના યજ્ઞમા ઘણોજ મહાન ફાળો આપી શકશો—દેશની દુર્દશા દુર કરવામા ત્હમે ઘણોજ અગત્યનો ભાગ ભજવી શકશો: કારણ કે સ્ત્રીના સંગથી પુરૂષ ધારે તે કરી શકે છે, પણ—તેનામા પ્રબળ સેવાની આગ ધગધગતી હોય તોજ વીર ! ઉત્તમ તાલીમ પામેલું લશ્કર જેમ દુશ્મનોના તીરો કે ગોળાઓના વરસાદ વચ્ચે પણ સ્થીર ઉભું રહે છે. કે પોતાના શિરદારની આજ્ઞા હોય તો ફરમાવેલી દિશાએજ—જાણે કંપ પ્રતિરોધ નથી એમ માની—ચાલ્યા કરે છે; તેમ દુનિયા જ્યારે ત્હમારા ઉપર પોતાના સઘળા અસ્ત્રશસ્ત્ર સંયુક્ત બળથી ફેંકવા લાગે ત્યારે તમારા આત્મારૂપી શિરદારની મળેલી આજ્ઞા અનુસાર તમ્હારી ગતિ ચાલુ રાખજો. ભુલતા નહિ. ક્ષણભર પણ વિસરતા નહિ કે તમે સામાન્ય ગણમા જન્મેલા નથી. ત્હમે દેશાભિમાની વીર યુવકરાજ છો. પહાડી શિખર છો. વંટોળીયાના પ્રબળ ઝપાટા વચ્ચે પણ સ્થીરજ રહેનારે એવા વાડીના તમે લાલ છો. અનીષ્ટ વિકારોની ગંદકી નહિ પણ વિકસિત દેશાભિમાન, આત્મ ગૌરવ અને સાથે દેશ ગૌરવ રૂપી પુષ્પોના પરાગનાં તમે હકદાર છો. કે જે હક્ક તમારી પાસેથી કોઇ પણ ખૂંચવવા શક્તિમાન નથી. સેવાના ગહન પાઠો ઉકેલનારના શિરપર સર્વદા સંકટજ આવવાના. પણ ખગ જુસ્સાથી આદરેલી સેવાની આગ સંકટના વરસાદથી હોલવાઇ ન જતાં ઓર ને ઓર ભભુકી નિકળે છે એ ધ્યાનમા રાખીને જગ સેવાના નિર્મળ અને ઉજ્વળ નીરમાં ત્હમારી જીવન નૌકાને હંકારો, હંકારો કુમાર ! એજ ત્હમારૂં કર્તવ્ય છે, કીર્તિ છે, નામના છે, ગૌરવ છે.

કુંવરીના શબ્દોએ કુમારના હૃદયમા જાદુઇ અસર ઉત્પન્ન કરી

તેની વિકારી ભાવના નષ્ટ થઇ. તે ઘણા દીન અવાજે બોલ્યો:

" મ્હારી વ્હાલી બ્હેન ! મ્હારાં આત્માના પ્રદેશમાં બળતા જ્ઞાન દીપકને વિષય પવનના ઝપાટે હોલવી નાખ્યો હતો. ને અંધકારમાં આથડના આત્માએ ત્હમારા જેની દેવી સ્વરૂપા પર કુદષ્ટિ સેવી ધિક્કાર હો ! મળી એકવાર નહિ પરન્તુ શતકોટી વાર ધિક્કાર હો ? આજ સુધી વૈભવ, વિલાસ અને સૌન્દર્ય સંપન્ન સુંદરીઓના શરીર સુમનની સુવાસને સુંઘવામાજ હું મ્હારા જીવનને આનંદ અને મઝાનો અનુભવ કરાવવાની ઇચ્છા વાળો હતો. મ્હારીએ ઇચ્છાપર ત્હમે ચિનગારી મૂકી દીધી સેવાની ભવ્ય ભાવનાના ભણકાર સંભળાવી મ્હારી અંધ થયેલી આખોને નવીન તેજ અક્ષ્યુ. આહ ! હું કેટલો પામર, મૂઢ, પાપાત્મા ! કે ત્હમારી ચરણ રજ ચૂમીને પાપને પ્રજાળી નાખવાને બદલે ત્હમને મારીજ પેઠે વિષયી લાલસાની સ્પર્શસના કરાવવા બલાત્કાર કરવાની હદ સુધી હું જવા માગતો હતો. મ્હારો એ મહા દોષ શું ક્ષમા થશે ? બ્હેન ! બ્હેન ! પચશરના અંજનથી ચક્ષુ છતા અંધ બનેલા આ તમારા 'પાપીબંધુ'ને ન્હેના પ્રબળપાપની શું માફી નહિ મળે ? "

" ભાઇ ! વ્હાલાભાઇ ! " કુંવરીએ અત્યંત વ્હાલપૂર્વક એ સંબોધન આપી આગળ ચલાવ્યું: " પરિતાપ કરો નહિ. માણસમાત્ર પાપને પંથ ચ્હડી જવાની ભુલ કરે છે. કારણકે અયોગ્ય ઇચ્છા ન થાય એવાનો એકપરમાત્માજ પણ અયોગ્ય ઇચ્છાને સમાવી લે તેનુ નામ સજ્જન તમે મારા ધર્મના ભાઈ છો.........."

" અને ત્હમે મ્હારી ધર્મની બ્હેન છો ! "

" ફક્ત મને એકનેજ નહિ, પરંતુ મ્હારા જેવી કરોડો કુમારિકાઓ દુનિયામાં અસ્તિત્વ ધરાવે છે તે સર્વને ત્હમારી ધર્મની

બ્હેન માનો: ને આજથી—આ પળથી ત્હમારા આત્માનું ગૌરવ—ત્હમારા રાજ્યનું ગૌરવ ને સાથે ત્હમારા દેશનું ગૌરવ વધારવાના પ્રયત્નો સેવો. સેવાના વ્રત કઠિન છે. પરંતુ ત્હમારા જેવા યુવકરાજો એ કઠિન વ્રતને પણ લઇ શકે છે. કારણકે એ વ્રતના સમ્પૂર્ણ વિજયી યુવકરાજો મનાય છે ! ”

“ બ્હેન ! આ ધન્ય ક્ષણે મ્હારા દેશની સેવાનું વ્રત મ્હને આપો. ”

“ જાણો છો એ વ્રતની ગહનતા ! ”

“ હા. જાણું છું, પરંતુ મ્હને વિશ્વાસ છે કે ત્હમારા જેવી સ્વરૂપા બ્હેનના આશિર્વાદથી એ ગહન અને અતિગહન વ્રતનો હું વિજયી થઇશ. ”

“ એમ છે તો આવો. ”

એમ કહી કુવરીએ વાવના કિનારા પાસે કુમારને આવવાનું સૂચન કર્યું. કુમાર વાવના કિનારે ઉભો રહ્યો. કુંવરીએ વાવના વારિને હાથમા લઇ પોતાના ધર્મના ભાઇના હાથમા મૂક્યું. અને પ્રતિજ્ઞા લેવડાવવા માંડી: “ બંધુ ! લ્યો પ્રતિજ્ઞા ! ”

“ લેવડાવો પ્રતિજ્ઞા, બ્હેન ! ”

“ બોલો કે હું દેશને ખાતર જરૂર પડશે તો જીવ આપીશ ”

“ હું દેશને ખાતર જરૂર પડશે તો જીવ આપીશ. ”

“ બોલ જ્યાંસુધી દેશની ગુલામીના ખતની ખાખન થાય--”

“ જ્યાંસુધી દેશની ગુલામીના ખતની ખાખન થાય—”

“ દેશનો ઉત્કર્ષ ધ્વજ વિશ્વાંગણે ફરકતો ન થાય—

“ દેશનો ઉત્કર્ષ ધ્વજ વિશ્વાંગણે ફરકતો ન થાય—”

“ ત્યાં સુધી—”

"ત્યા સુધી—"

"સઘળા આનંદો છોડી દઈશ."

"સઘળા આનંદો છોડી દઈશ."

"દેશના હિતનીજ માળા ફેરવીશ."

"દેશના હિતનીજ માળા ફેરવીશ."

"વૈભવ અને વિલાસનાં એક પણ સાધન તરફ નજર નહિ કરીશ"

"વૈભવ અને વિલાસનાં એક પણ સાધન તરફ નજર નહિ કરીશ."

"અને—"

"અને—"

"દેશની સેવા કરતા ગમે તેટલા દુઃખો આવે તેની દરકાર નહિ કરીશ"

"દેશની સેવા કરતાં ગમે તેટલા દુઃખો આવે તેની દરકાર નહિ કરીશ."

એટલું બોલીને કુમારે પાણી મૂક્યું. આ ભવ્ય પ્રતિજ્ઞા લેતાં કુમારની આંખોમાથી દિવ્ય તેજ વછુટ્યું જાણે તે, કોઇ વિરયોદ્ધો સમરાંગણમા જવા તૈયાર થતો હોય તેમ તે દીપવા લાગ્યો, ત્હેના વદન પર એક એવી રેખા તરવરવા લાગી કે ત્હેના વડે તેને અત્યંત પ્રતિભાશાળી અને દેશ સેવક વીર યોદ્ધા તરીકે પોતાને જગત સન્મુખ રજુ કરવાનું ભાગ્ય મળસે એમ કુંવરીને લાગ્યું.

"બંધુ! અસ્તની અણીપર આવેલા સૂર્ય નારાયણની સાક્ષીએ લીધેલી આજની પ્રતિજ્ઞા, દુઃખના ડુંગર નીચે ચગદાઈ જાય નહિ. સંકટો આવશે, નિરાશા આવશે, પરંતુ તેને ન ગણકારતાં દ્દઢ

ધીરનાયે પગલે સેવાના માર્ગે આગળને આગળ વધ્યે જશો તો તમારા અવિત્ર ચરણુમાં આખું જગત ઝુકી પડશે !"

"એવી અજબ શક્તિ મ્હારામાં રગેરગ પ્રવર્તે એવી આશિષ આપો."

"પોતાના ભાઇના દેશનાં-સાચા ભક્ત તરીકે કહેવડાવવાની ઇચ્છા-પ્રબળ પ્રેરણા વિજયી નિવડે એવી આશિષ કઇ બ્હેન ન આપે ? મ્હારી તમને આશિષ છે!"



# પ્રકરણ ૬ ઠું.

## " કાઠીઓનો વિજય. "

સાંમોખુમાણ નોંઘણજી ઉપર વેર લેવા ભભુકી રહ્યો હતો. સામન્તસિંહ, પોતાના અસંહ સ્વારોને છેદન ભેદન કરીને હાથી ઉપાડી જાય એ તેને મન અસહ્ય લાગતું હતું. તીક્ષ્ણ કંટક, રૂંવાડે રૂંવાડે ભોંકાયને જે વેદના થાય તેનાથી પણ અધિક વેદનાનો અનુભવ તે કરતો હતો. કરોડો વૃશ્ચિકના ડંશની એ વેદના આગળ કશા પણ હિસાબમા ગણી શકાય એમ ન હતું. સાંમાખુમાણનું નામ સાંભળીને તો ધાડપાઓના હાજાગગડી જતાં, દુશ્મનોના દીલ કંપી જતા; તે સાંમાખુમાણને એક વીર્યવાન્ વીર-પરન્તુ એકલાડોકલ બાલક,-અસંહ સીપાહીઓનો નાશ કરીને પરાજય આપી જાય તે બીના તેનાથી કેમ સહન થાય ? તેણે પોતાની સેનાને સજ્જ કરવામાડી. આમ યોદ્ધાઓને એક પછી એક પોતાની પાસે બોલાવીને તેણે સઘળી તૈયારીઓ કરવાની સૂચના આપી. થોડા દિવસમા તો તેણે પોતાની સઘળી સેનાને તૈયાર કરી દીધી.

સવંત ૧૬૭૪ ના આશ્વિન શુકલપક્ષની વિજયદશમીના દિવસે સાંમાએ ગારીયાધાર ઉપર ચઢાઇ કરી. સાંમાંનુ લશ્કર હર્ષભેર ગારીયાધાર તરફ કૃચ કરવા લાગ્યું.

સાંમોખુમાણ ગારીયાધારપર ચઢી આવે છે તેવા ખબર નોંઘણજીને મળ્યા. ને તેણે પોતાનું લશ્કર તૈયાર કરવામાંડયું. નોંઘણજી દીર્ઘ દષ્ટિવાળો હતો. તેણે શિહોરના ધુનાજી ઉપર એક ચિઠ્ઠી લખી નાખી

અને દૂતને તે ચિઠ્ઠી લઇને શિહોર મોકલી આપો. એ ચિઠ્ઠીમાં લોમા-ખુમાણ ગારીયાધારપર ચઢી આવે છે માટે તેને પરાજય કરવા ધુળાજી પાસે તેણે મદદ માગી હતી.

લોમા ખુમાણનું લશ્કર આવી પહોચ્યું. લોમાએ નોઘણજી પર યુદ્ધામંત્રણ પત્ર મોકલાવ્યો :—

" નોઘણજી !

" હેં મ્હારા કોપને આમંત્રણ કર્યું છે. માટે સાવધાન થા. આ પત્રને યુદ્ધામંત્રણ સમજી લડાઇના મેદાનમા આવી જા. મ્હારા સૈન્ય દળનાળનો સ્વાદ ચાખવા ઉતાવળ કર "

લી. લોમો ખુમાણ.

પત્ર વાચી નોઘણજીની આખમાથી કોપની જવાળાઓ સરવા લાગી. તે વીર હતો. તેનું હૃદય ઉશ્કેરાયું. રૂંવાડે રૂંવાડે ક્રોધાગ્નિ પ્રજ્વલિત થઇ. નોઘણજીએ એક વીરને છાજે એમ લોમાને કહાવી મોકલ્યું,

" ત્વરાથી રણાંગણે આવી પહોચ્યુ છુ. મૃત્યુની મુસાફરી કરવાની તને આતુરતા હોય એમ જણાય છે. મ્હારીએ આતુરતા હુ તૃપ્ત કરીશ. તને ખોટી નહિ કરૂં."

નોંધણજી પોતાના લશ્કર સાથે શતરૂની સમક્ષ ઉપસ્થિત થયો. રણભુમિમા બન્ને લશ્કર યથાવિધિ ગોઠવાઇ ગયા. પોતાના અને પોતાના ભાઇના મળી સત્તર કુમારો હતા તેને નોઘણજીએ સૌથી આગળ રાખ્યા રણવાદ્યના આરંભની સાથે યુદ્ધનો આરંભ થયો. મારામારી ચાલી. કતલ થવા લાગી. કેંના પ્રાણ ગયા. કૈં ઘવાયા. લોહીની નદી ચાલતી થઇ. લોહીમાં ધુળ મળી કાદવ થતાં સૈનિકોના પગોએ કાદવથી ખરડાયા. રણશિંગના શંખનાદ અને તેની સાથે

યોદ્ધાઓની ચીસહાકથી રણભુમિ ગાજી રહી યોદ્ધા, યોદ્ધાઓનેહણે, મડદાં, અને જખ્મી થયલા માણસોપર અશ્વો દોડે, અગ્રેસરો સેનાને ઉશ્કેરે, પાછા પગલા ભરનારને ધાક આપે આ બધું અત્યંત ભયંકર થઇ પડયું હતું. ધુળથી આકાશ છવાઇ ગયું.

દિવસનો અન્ત આવ્યો પણ યુદ્ધનો અંત આવ્યો નહિ. ભાસ્કર અલોપ થઇ ગયો પણ એક પણ સેના હઠી નહિ. યુદ્ધ, બીજા દિવસ પર મુલ્તવી રહ્યું.

રાત્રી ગઇ સૂર્યોદય થયો. બન્ને સેના સજ્જ થઇ. વાજીંત્ર વાગ્યા ને વળી પાછું ઉગ્ર યુદ્ધ મંડાયું.

આજે પણ મારામારી અને કાપાકાપી થઇ રહી. સેંકડો રણમાં પડયા. લોમો, નોંધણજીને હણવા આતુર થયો. તે પોતાની સેનાન્ત પશ્ચાત હતો, ત્યાથી બૂમ પાડવા લાગ્યો.

" નોધણજીને મારો— કાપો—એના કકડા કરી ગીધ સમડીને ખવડાવી દ્યો. એણે મ્હારી લાજ લીધી છે, મારૂં નાક કાપ્યું છે. એને હું નહિ છોડું. એને હું આજ જીવતો જવા નહિ દઉં. "

લોમાના આ ગર્વ ભર્યા શબ્દો નોધણજીના કાન પર પડયા. તેના યુદ્ધમા શૌર્યનો ઉભરો આવ્યો. તે આગળ આવ્યો ને બોલ્યો.

" લોમા ! ગર્વ ન કર ! પાછળ કેમ રહ્યો છે ? આવીજા સામે નોંધણજીના હાથ જો. તેની તલવારનું પાણી ચાખ. "

લોમો વીર હતો. તેનું લોહી ઉકળી આવ્યું. કાઠી યોદ્ધાઓના સમજાવ્યા છતાં તે આગળ આવ્યો અને નોંધણજીને ઉદ્દેશીને બોલ્યો.

" તારૂં મોત આવ્યું છે, નોધણજી ! "

નોંધણજીની આંખો લાલચોળ થઇ. દાંત વચ્ચે હોઠ પીસીને તે બોલ્યો " આવી જા લોમા ! પ્રભુનું નામ લે. આજે તારી વાત છે ?"

લોમાએ ભાલો ઉગામી ઘોડો ઠેકાવ્યો. અને નોઘણુજીને ઘા મારે ત્યાર પહેલાં બાજુમાંથી સામંતસિંહ આગળ આવ્યો ને બોલ્યો.

"લોંમા મામા ! તમારૂં નાક મેં કાપ્યું છે. તમારી લાજ મેં લીધી છે. મારી સામે લડો. આપણે ગંભીરતાથી લડીએ. તમારા મગજમા ગર્વ અને અભિમાનનું લોહી ઉકળી આવ્યું છે, ઉભા રહો તેને હું શાંત કરૂં."

એમ કહી સામંતે જોરથી ભાલાનો ઘા કર્યો. લોમાએ તે ચૂકાવ્યો.

રણુભૂમિ અત્યંત ભયાનક ભાસવા લાગી. બન્ને રાજા હઠે ભરાયા. મરણીયા થઇ મરવું કે જીતવું એવો નિશ્ચય કરી લડયા. ચોમેર કતલ ચાલી. રાજપુત સેના ભાજીમુળા કાપે તેમ દુશ્મનોના માથા કાપવા લાગી. કાઠી સેના પણ જેવી તેવી ન હતી. રાજપુતો કાઠીઓને વારે વારે હરાવે, પણ તેઓ નિરાશ થાય નહિ. લોમો બહાદુરીથી લડવા લાગ્યો. તેના શુર ચ્હડાવનાર નાદથી આખી કાઠી સેના મસ્ત બનીને ઘુમવા લાગી. ફુંવારાની પેઠે લોહીની ધારા ઉડવા લાગી નોંઘણુજી અને તેના યોદ્ધાઓ શુરવીરતા બતાવવા લાગ્યા. મોટા મોટા યોદ્ધાઓને તેમણે ઠેકાણે પાડી દીધા.

સામંતનું શરીર ભાલાના ઘાથી ચાલણી જેવું થઇ ગયું. તે લોહીથી તરઓળ થયો. અંતે ભાન ગયા પછી નીચે પડી ગયો. રાજપુત સેનાની સંખ્યા નાની હતી. કાઠી શત્રુનું ફાવ્યું. લડાઇ બે દિવસ સુધી સતત ચાલી. પણ લોમાની પ્રચંડ સેના સામે મુઠ્ઠી ભર રાજપુતો નું કંઇ ચાલ્યું નહિ. એક પછી એક રાજપુતો ધડો ધડ પડવા લાગ્યા. નોઘણુજીના ભાઇના અને પોતાનાં સત્તર પુત્રો રણમાં પડયા. લશ્કર છિન્ન ભિન્ન થઇ ગયું. નોઘણુજી હતાશ થઇ ગયા.

પોતાનો બચાવ નહિ થઇ શકે એમ લાગવાથી, કોઇની મદદ મેળવવાના હેતુથી તે પોતાના એક નોકર સાથે બાલ પ્રદેશ તરફ ચાલ્યા ગયા. કાઠીઓ ગારીયા ધારમાં પ્રવેશ કરવા લાગ્યા. અંતઃ પુરમા રાણીઓ વિગેરે એ દુશ્મનોનાં મુખ દર્શન કરતા પહેલા દરબાર ગઢના કુવામા ઝંપલાવી પ્રાણ ત્યાગ કર્યો.

ધન્ય છે આવી જાલિમ, વીર ક્ષત્રાણીઓને !

નાસતા નોંધણજીની પાછળ લોમો પડયો. અને વળાની ઝાળોમાં જતા બેઠો થયો. પણ ધુનાજીનુ લશ્કર ત્યા આવી પહોંચ્યું અને નોધણજીને કહ્યું: " નોધણજી ! તમે અહિંથી ચાલ્યા જાઓ. કોઇ બળવાન રાજાની મદદ મેળવો એટલે તમારૂં રાજ્ય પાછું પ્રાપ્ત કરી શકશો. "

નોંધણજી તે સમયને માન આપીને ત્યાથી દુર નીકળી ગયા. અને લોમાની સાથે ધુનાજીને લડાઇ થઇ. અહિં પણ કાઠિઓ વિજય પામ્યા. સંવત ૧૯૭૫ ના કારતક કૃષ્ણ પક્ષની ષષ્ઠિના રોજ ધુનાજીનો સર્વ નાશ થયો.

લોમાખુમાણ વિજય પ્રાપ્તિથી અત્યંત આનંદમા આવી ગયો. તેના રગરગમાં ગર્વભર્યો જુસ્સો વ્યાપી ગયો. એક વીરના રાજ્યને એકલેહાથે સ્વાધિન કરવાનુ માન પોતાના પુત્ર રૂખડને તેણે કહ્યું:

" ગારીયાધારની ગાદીપર ત્હને બેસાડું છું. સાવધાન ! ત્હને મ્હાત કરનાર બીજો સામન્ત કોઇ પાકે નહિ ! "

રૂખડને ગારીયાધારની ગાદી સોંપીને લોમાખુમાણ ખેરાળી ચાલ્યા ગયા. ગારીયાધારની ગાદી કાઠિ રાજાના હાથમાં ગઇ. રૂખડ રાજાની આણ ગામમાં ફેલાઇ ગઇ. ગારીયાધારની પ્રજા નોંધણજીને વશ હતી. પ્રજાનાં હ્રદય એ વીર રાજવીએ જીતી લીધા હતા.

રૂખડની આણ માનતાં પ્રજા ખંચાઇ. પરંતુ તત્કાળતો રાજપુત રાજાને બદલે કાઠી રાજાને માન આપવાનું શરૂ કર્યું. જેણે પોતાને પરાજ્ય આપ્યો હતો, તે સામંતસિંહના પિતાની ગાદી પર બેસતા રૂખડને અત્યંત અભિમાન આવ્યું. એ અભિમાનમાં તે ગર્વિષ્ઠ થઇ ગયો. પ્રજાના દીલ જીતવાને બદલે તેણે ઓરજ રંગ જમાવ્યો. રાજકર્તાની ફરજનું તેને જ્ઞાન આપવામાં આવ્યું ન હતું. એટલે તેને શી ખબર હોય કે "એક રાજકર્તાની પદ્વી જેટલી મ્હોટી તેટલીજ મ્હોટી જોખમદારી તે પદ્વીમા છે."

તેને મનતો રાજાનો ધર્મ એટલે વિલાસ ભોગવવા, દારૂ પાનમા મસ્ત રહેવું, નાચરંગના અડ્ડા જમાવવા, નિર્દોષ પંખીઓનો શિકાર કરવો ને સત્તાના શોખમા પ્રજાના જાનમાલની દરકાર ન કરવી: અને એ પ્રમાણે વર્તવા લાગ્યો પણ એનું વિપરિત પરિણામ વખતના પડદા પાછળ અદ્રશ્ય છુપાયલુ હતું તે એ રૂખડ દેવને કયાથી માલુમ હોય ?

એક દિવસે તે દરબાર ભરીને બેઠો હતો. આજુ બાજુ દરબારીઓ હુકકો ગગડાવતા બેઠા હતા. ત્યા એક ખેડુત અરજ કરવા આવ્યો:

"બાપુ ! ગામનો ભરવાડ બહુ છકી ગયો છે. અમારા ખેતરોમા તે ઢોરા ચારે છે."

"તેમા શું થયું ?"

"શું થયું ? સાહેબ ! અમ્હારા મૉલ એમ લુંટાઈ જાય, તો પછી અમારા છોકરા શું ખાય ? અમારે ભુખે મરવાનોજ વખત આવે ને ? ને સાથે—"

"શું સાથે ?"

અરજદાર ખેડુત તીખા સ્વભાવનો હતો. વળી ગામનો પટેલ હતો. કાળજું કાપીનાખે એવા શબ્દો તેણે કાઢ્યા:

"ને સાથે તમને પણ—"

આ ભયંકર સત્ય સાંભળતાં રૂખડ રાજાનો મિજાજ હાથથી ગયો હુક્કાની નળીને દુર ફેંકીદઇ તલ્વાની મુઠપર હાથ રાખીને બોલ્યો:

"તું શું બોલ્યો કાફર!"

"માફ કરો રાજન!" તે ખેડુત દયામણા ચ્હેરે હાથ જોડી બોલ્યો: "આપને ચાહ્ય તેમ કરો. અમે ત્હમારી પ્રજા છીએ. આપ અમારા રાજા છો."

રૂખડે, તે અરજદાર ખેડુતને સખત દંડ કર્યો. આ ખેડુત ગામમા અગ્રેસર હતો. ગામનાં લોકો તેને ચાહતા હતા. ખેડુતોના માલ લુંટાય-તે છતા રાજાને અરજ કરવા જતા દંડાય એ સ્થિતિ ઘણા ખરા લોકો સહન કરી શકયા નહિ. તેથી ઉચાળા ભરીને બીજે ગામ રહેવા ચાલ્યા ગયા.

વીર નોંધણજીની પ્રજા, અશિક્ષિત રાજાના અમલથી કંટાળી ગઇ. પ્રથમના રાજાનું સ્મરણ કરતી તે આસુ સારવા લાગી. પ્રજાની નોંધણજી પરની મમતા રૂખડની આંખોએ ખુંચવા લાગી. નોંધણજીનું નામ લેનારની ગરદન કાપવામા આવશે એવો ભયાનક હુકમ તેણે જાહેર પાડયો!



# પ્રકરણ સાતમું.

## " નોંઘણજી "



સવિતા નારાયણ, અસ્તાચળ તરફ જવાની તૈયારીમાં હતો. પક્ષીઓ આખા દિવસના શ્રમથી મુક્ત થવા તથા પોતાના પ્રિય બચ્ચાઓને ખોરાક દેવાના હેતુથી પોતપોતાના માળા તરફ જતાં દ્રષ્ટિગોચર થતા હતા. અને શક્તિમાન સર્વેશ્વરની અગાધ શક્તિનો ભાસ કરાવતા હતા.

આ સ્થળે મનુષ્યની વસ્તી જોવામાં આવતી ન હતી. સઘળું નિર્જન હતું છતા પણ અરણ્યની શોભામા વૃદ્ધિ કરે તેવી વૃક્ષોની ઘનઘોર ઘટા આવેલી હતી. એ ઘટા એવી તો ઘીચ હતી કે દિવસે દિનકરનો ને નિશાએ નિશાનાથનો પ્રકાશ, તે વૃક્ષો નીચે કિંચિત્ પણ આવવા પામતો ન હતો. તેથી પ્રવાસીઓને વિશ્રામ લેવાને આ સ્થાન ઘણુંજ અનુકુળ હતું. વળી તે વૃક્ષ કુંજની સામી બાજુએ એક સરોવર આવેલું હતું તે વળી આ અનુપ અરણ્યની શોભામાં ઓર અભિવૃદ્ધિ કરી રહ્યું હતું.

સૂર્યભગવાન્ અદૃશ્ય થયા હતા. તથાપિ તે હજુ તદ્દન અંધકાર તો થયો નહોતોજ. ધીમે ધીમે અંધકારનો પીછેડો પૃથ્વીપર પથરાતો જતો હતો. વૃક્ષ લતામાં ઠંડો સુમધુર મંદમંદ વાયુ વાતો હતો, આ વખતે દુરથી બે ઘોડેસ્વારો આ સ્થાન તરફ આવતા જણાતા હતા. બન્ને ઘોડે સ્વારો, અશ્વોને સાધારણ ગતિથી ચાલાવતા હતા. અશ્વો અને બન્ને સરદારો પ્રસ્વેદથી રેબ ઝેબ થઇ ગએલા હતા. ઉભયસ્વારોના કપડાં ધુળથી મલીન થએલાં જણાતા હતા. તેમની મુખદતિ તરફ

દષ્ટિપાત કરતા તેમને અતિશય પરિશ્રમ પડયો તેમ સ્પષ્ટ જણાતું હતું.

બન્ને સ્વારો પુખ્ત વયના જણાતા હતા. આ આગંતુક સ્વારો કોણ હશે તે જાણવાની પાઠકગણને આકાંક્ષા થઈ હશે. પરંતુ ધીમે ધીમે સમયોચિત સર્વ બીના પ્રકટ થવાની હોવાથી થોડો વખત ધીરજ ધારણ કરીને વાર્તા પ્રવાહમા આગળ વધવું પડશે.

આગંતુક સ્વારો ઘણે દુરથી આવતા હોય તેમ તેમના ચ્હેરા પરથી સ્પષ્ટ અનુમાન થતું હતું. તેઓ ઉક્ત વૃક્ષ ઘટા નીચે આવી પહોંચ્યા. બન્નેના સર્વાંગે ઉમદા પોષાક દષ્ટિ ગોચર થતો હતો; જોતાજ કલ્પના થાય એમ છે કે તેઓ કોઇ રાજવંશી પુરૂષો હશે. તે એમાંથી એક મોટા દરજ્જાનો માણસ હતો અને બીજો ત્હેનો સેવક હોય એમ તેમની વાતચીત પરથી સહજ અનુમાન થઇ શકે તેમ છે.

બન્નેની કમરે લાંબી શમશેરો લટકતી હતી બન્નેના મુખ પર પ્રચુર તેજ પ્રકાશતું હતું. પરંતુ બારીકીથી જોતા તેમનાં તેજસ્વી વદનપર નિરાશાની છાંયા દષ્ટિ ગોચર થતી હતી. તેઓ શા માટે નિરાશ થતા હશે ? શું તેઓના પર કાંઇ વિષમ વિપત્તિ આવી પડી હશે ? શું તેઓને પોતાના પ્રિયજનથી વિયોગ થયો હશે ? એવા એવા અનેક પ્રશ્નો સ્ફુરાયમાન થાય એમ છે, પરન્તુ તેના ઉત્તરમાં એટલુંજ મળી બસ થશે કે તે સર્વ સમય પરત્વે જણાઇ રહેશે.

આગંતુક ઉભય વૃક્ષની ઘટા નીચે આવી અશ્વો પરથી નીચે ઉતર્યા. અશ્વોને વૃક્ષ સાથે બાંધ્યા. અને આખા દિવસના તાપથી વ્યાકુળ થયલા હતા તેથી પાસેના સરોવરમા હાથ-મ્હો ધોઇ સ્વસ્થ થવાનો તેઓએ વિચાર કર્યો. વિચાર પ્રમાણે તરતજ અમલ કરવા મા આવ્યો. સરોવરના શિતળ જળથી હાથ-મ્હોં ધોઇ સ્વસ્થ થયા પછી તેઓ પુનઃ વૃક્ષ નીચે આવ્યા. અને અશ્વોને પાણી પાઇ તેઓ નિચે પ્રમાણે વાતચીત કરવામા રોકાયા.

તેઓમાંથી એક બોલ્યો.

" હવે આપણે ઘણે દૂર પહોચ્યા છીએ. અત્યારે આપણને તથા આપણાં સાથી અશ્વોને ઘણો પરિશ્રમ પડયો છે. વળી અત્યારે સંધ્યા સમય થઈ ગયો છે, તેથાં આવા સુશોભીત સ્થળમા રાત્રી ગુજારવાનો મ્હારો વિચાર થાય છે. પ્રાતઃકાળમાં અહિંથી આગળ પ્રયાણ કરીશું. "

" આપનું કહેવું યથાર્થ છે. પરંતુ આવા નીર્જન અરણ્યમા રાત્રી નિર્ગમન કરવા કરતા કોઇ નજીકના ગામમા જઇ રાત્રી ગુજારીએ તો તે વધારે સારૂં છે. કારણ કદાચ આપણે તો વૃક્ષો પર ચડી જઇ રાત્રિ વ્યતિત કરી શકીએ–પરન્તુ આપણા સહાયક અશ્વોની શું ગતિ ? તેઓને ભયમાં રાખવા એ યુક્ત કહેવાય નહિ. કારણ કે રાત્રીમા કોઇ હીંસક પ્રાણી એ મુંગા પ્રાણી પર હુમલો કરે તો તે નિર્દોષ પ્રાણી નાહક માર્યો જાય અને આપણને પણ પગે ચાલીને મુસાફરી કરવાનો કાળ પ્રાપ્ત થાય ! આ બધા સંયોગોનો વિચાર કરતાં મ્હારો વિચાર તો કોઇ નજીકના ગામમા જવાનો છે. પછી મહારાજાની જેવી આજ્ઞા. "

આ પ્રમાણે બીજાએ પોતાનો અભિપ્રાય વ્યકત કર્યો.

" વાહ ! ક્ષત્રિય થઇને આટલો ડર ? હિંસક પ્રાણીઓને મારવા એ આપણું કર્તવ્ય છે. આપણામાંથી એક વારા ફરતી જાગતા રહીશું, પરંતુ રાત્રી તો અહિંજ ગુજારવાનો મ્હારો દઢ વિચાર છે. "

પ્રથમ બોલનારે દઢપણે જણાવ્યું:

" આપની તેમ ઇચ્છા હોય તો તેનું પાલન કરવા આ સેવક તૈયાર છે. આપની ઇચ્છા વિરૂદ્ધ વર્ત્તવાને હું જરાપણ ઇચ્છતો નથી.

પરંતુ રાત્રી લગભગ બે પ્રહર વીતી જવા આવી છે. આખા દિવસની સતત મુસાફરીથી આપ પરિશ્રમીત થયા હશો, માટે આપ નીદ્રાધિન થઇ વીશ્રાંતિ લ્યો; ને હું આખી રાત્રી આપના અંગરક્ષક તરીકે જાગતો રહીશ. ”

બીજાએ, પહેલાના વિચારને માન આપતાં એ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યો.

“ નહિ. તેવું બનેજ નહિ. તું આખી રાત્રી જાગે ને હુ નિરાતે સુઇ રહું એ કેટલું અયોગ્ય ! વ્હાલા મિત્ર ? તું આજકાલ મારા દુઃખનો મ્હારી નિરાધાર સ્થીતિનો સાથી છે. દુઃખને વખતે દુઃખમાં ભાગ લેવા તું મારી સાથે આવ્યો છે. તો પછી આ સ્થળે તારે મને ‘ રાજા ’ તરીકે અને તને પોતાને નોકર તરીકે માનતોજ નહિ. આપણાં વિપત્તિના સમયમાં અરસપરસ ભ્રાતૃભાવથી રહેવું જરૂરનું છે. ઇશ્વર સારો વખત આપશેને સદ્‌ભાગ્યે રાજ્ય પ્રાપ્ત થશે તો તે વખતે હું તારો આભાર ભુલીશ નહિ. ”

“ મ્હારો આભાર ? નોકરનો આભાર ? આપ શું બોલો છો ? આપ ગમે તેમ તોય રાજા છો હું આપનો નમ્ર નોકર છું. આપની સેવા ઉઠાવવી આપની આજ્ઞા શિરોધાર્ય માની તે પ્રમાણે તરતજ અમલ કરવો એ મ્હારૂં કર્તવ્ય છે. આપની સાથે આવવાનું મેં કશુંજ વિશેષ કર્યું નથી. પોતાના માલિકને માટે કદાચ પ્રાણ આપવો પડે તો પણ આ નિમકહલાલ નોકર જરા પણ પાછો પડે એમ નથી માટે આપ નીશ્ચિંતતાથી શયન કરો. ખુલ્લી તલવારે હું આપનું રક્ષણ કરવા જાગતો રહીશ. નોકરની ફરજ છે કે પોતાના માલિકને બનતી સહાય આપતાં જરાપણ આના કાની કરવી નહિ. હુ આપની સાથે છું ત્યા સુધી આપને કશી પણ મુંઝવણ આવવા દઉં તો પછી હું આપનો [illegible] સેવક શાનો ? ”

સેવકના શબ્દો શ્રવણ કરીને પ્રતિભાશાળી પુરૂષ ભૂમિની શય્યા પર લાંબો થઇ સૂતો; અને થોડીજવારમાં આખા દિવસના સતત પરિશ્રમથી ઘસઘસાટ ઉંઘી ગયો.

વાંચક સ્હમજી ગયા હશે આ બન્ને પુરૂષો અન્ય કોઇ નહિ પરંતુ એક નર રાજા નોંઘણજી અને બીજો તેનો નોકર છે. નોઘણજી સૂતો ને તેની ચોકી કરતો નમ્ર તલવારે તેનો નિમકહલાલ નોકર જાગતોજ બેઠો. એકાએક તેની નજર નોઘણજીના નિદ્રા ધિન વદન પર પડી. ને તેના હદયમાં ભીષણ આઘાત થયો હોય તેવું અનુભવ્યું તેનું મન ચકડોળે ચડયું. વિચાર માળા ચાલવા લાગી. તેના મુખ પર ક્રોધના ચિહનો સ્પષ્ટ દેખાવા લાગ્યા' અને તેના માનસીક વીચારો તેના હદયમા નહી સમાઇ શકવાથી બહાર ઉભરાઇ જવા લાગ્યા. મનનો વેગ નહિ રોકી શકતા તે આત્મગત બોલવા લાગ્યો.

" અરેરે ! દૈવની ગતિ ગહન છે. તેની વિચિત્ર ગતિને કોણ પાર પામી શકે એમ છે ? તે પળમા રાયને રંકને રંકને રાય બનાવે છે. તૃણનો મેરૂ અને મેરૂનો તૃણ થતા વાર લાગતી નથી. અરે ! નોઘણજી જેવા નરેશના શિરપર આ સંકટ ! વાહ ! પ્રભુ ! વાહ ! ત્હારી પણ ન્યારી ગતિ છે. " વળી તેની વિચાર શ્રેણી બદલાઇ તેના મુખ પર નિરાશાને બદલે ક્રોધનાં ચિહનો પ્રકટી નીકળ્યા. વાતાવરણ શાત હતું. પવન પણ જરા વિશ્રાંતિ લેતો હતો. રોઇ રોઇને થાકેલા બાળકની પેઠે આકાશ શાત હતું. વૃક્ષો શાત હતા. સઘળું શાંત હતું. પણ નોઘણજીનો વફાદાર નોકર અશાત હતો. તે આગળ બોલવા લાગ્યો.

" અરે ! દુષ્ટ લોંમાખુમાણ ! તેં નોઘણજીને હમણાં તો પરાજ્ય

આપ્યો છે, પરંતુ તું યાદ રાખજે કે, આ શુરવીર નોંઘણજીની નસોમા શુદ્ધ ક્ષત્રિયનું રક્ત ઉછળે છે અને જ્યાં સુધી આ નિમકહલાલ રક્ષક નોકરનો આત્મા હસ્તી ધરાવે છે ત્યાં સુધી તને સુખે રહેવા દેનાર નથી. ગારીયાધારની પ્રજાને તારા તાબામાં રહેવા દેનાર નથી. "આમ બોલતા બોલતાં તેનો હાથ કમરે લટકંતી શમશેર પર ગયો. ને તે એકાએક ઉભો થઈ ગયો. તલ્વાર મ્યાનમાથી, બહાર કાઢીને ઉચ્ચસ્વરે તે બોલ્યો.

"મ્હારી વ્હાલી શમશેર ! હું અત્યારે તારા સોગન્દ ખાઇ પ્રતિજ્ઞા કરૂં છું, કે જ્યા સુધી હું એ દુષ્ટ શોમાખુમાણને ધુળ ફાકતો ન જોઉં ત્યા સુધી સુખે જંપીને બેસીશ નહિ."

આટલું બોલીને પછી તે કૈંક શાંત થયો. શમશેર મ્યાન કરી. ને સ્વસ્થ થઇ બેઠો. રાત્રી લગભગ વ્યતિત થવા આવી હતી. અને હવે કંઇ ભય નથી એમ ધારીને તેણે કિંચિત્ આરામ લેવાનો વિચાર કર્યો. આડે પડખે થતાજ તે ગાઢ નિદ્રાને આધીન થઇ ગયો.

પ્રભાત થતાંજ બન્ને જાગ્યા અને અશ્વોની પીઠ થાબડીને ત્યાથી પ્રયાણ કીધું. પંથ કાપીને તેઓ ધોલેરા પાસે ભડીયાદ ગામને પાદર આવી પહોંચ્યા. આ ગામમાં નોંઘણજીના સાસરા રહેતા હતા. એટલે રાત્રિ પડવાને ઝાઝો વખત ન હોવાથી તેઓ બન્ને ગામમા પ્રવેશ્યા. નોંઘણજીના સાસરાએ જમાઇરાજના અચાનક આગમનથી આશ્ચર્ય પામીને કુશળ વર્તમાન પૂછયા અને કહ્યું.

"નોંઘણજી ! ગારીયા ધાર કયારે મૂકયું ?"

"ગારીયા ધાર મૂકયાને આજે થોડા દિવસો થયા. ત્યા સૌ કુશલ છે."

"ક્યા સુધી જવાનું છે?"

જરા વિચાર કરીને નોંઘણજીએ અસત્ય ઉત્તર આપ્યો.

"હું તિર્થાટન નિમિત્તે નિકળ્યો છું. જેટલા તીર્થ થાય તેટલા ખરા."

તે રાત્રી તેઓ બડીઆદમા રોકાયા. સાસરાનો અત્યાગ્રહ છતાં નોંઘણજી બીજેજ દિવસે ત્યાંથી ચાલી નીકળ્યા.

ને પોતાની મુસાફરી આગળ લંબાવી.



# પ્રકરણ આઠમું.

## શોક—અને આનંદ.



આજે જવાસીયામા સર્વત્ર શોક છવરાઈ રહ્યો હતો. સ્ત્રી પુરૂષો—બાલકો-વૃદ્ધો-યુવાનો સર્વની આંખમાં આંસુ જણાતા હતા. કયાય પણ આનંદના ચમકારનો સમપૂર્ણ અભાવ હતો. આ પ્રબળ શોકનું કારણ એ હતું કે જવાસીયાનાં વિજ્ય કુંવરીની પ્રતિજ્ઞાનો દિવસ આજે પૂર્ણ થતો હતો. કુંવરીના માતાપિતા તેને સમજાવતા હતા:

" કુંવરી ! એવી પ્રતિજ્ઞા કયાય પુર્ણ થતી હસે ? નાહક હઠા-ગ્રહને વશ થઇ શા માટે મૃત્યુને વ્હોરો છો ! "

" મ્હારા વ્હાલા માતાપિતા ! મ્હારી પવિત્ર પ્રતિજ્ઞા પૂર્ણ ન થઇ એ મારા કમભાગ્યની નિશાની છે. મ્હારા જેવી મંદભાગિનીએ શા માટે દેહ ટકાવવો ? ને ક્ષત્રાણીની ટેક કદીપણ જાય નહિ ! મ્હને સહર્ષ રજાઆપો. મ્હારૂં શિર હું શંકરને ચ્હડાવી આપું ! "

કુંવરીના આ શબ્દોથી તેના માતાપિતાના દુઃખનો પાર ન રહયો. આસુની નદીયો ચાલવા લાગી. તેના પિતાએ સુણી સમજાણ્ આપી, પરન્તુ કુંવરીએ એકજ ઉત્તર આપ્યા કીધો હતો:

" બાપુ ! ક્ષત્રાણીની ટેક કદીપણ ચળે નહિ ! "

આખરે સૌ કાંઇ રડતા વદને ચૂપ રહ્યા. કુંવરી પોતાની એક દાસીને લઇને ગામ બ્હાર શિવાલય પર આવી.

આ વખતે સ્હવારના નવ વાગ્યાનો અમલ હતો. કુંવરીની કાન્તિ અત્યંત દીપતી હતી. પોતાની પ્રતિજ્ઞામા તે નિષ્ફળ નિવડવાથી

અત્યંત દુઃખી જણાતી હતી. પરંતુ એ દુઃખનો તેણે વિચાર ન કરતા તે શિર છેદવાના નિશ્ચય પર આવી. દાસીને તેણે સામેના તળાવ માંથી શુદ્ધ જળભરી લાવવા આજ્ઞા આપી. અને પોતે શંકરની સ્હામે ચંડિકાની જેમ દ્રઢ ચિત્તે બેઠી. તે વખતે ત્હેના હૃદયમા જે જુસ્સો હતો તે વર્ણના તીત જણાતો હતો. એક શુર ક્ષત્રાણીનું લોહી તેના વદન પર ચ્હડી આવ્યું જણાતું હતું. દાસી જળ ભરીને આવે કે તરતજ શંકરને પોતાનું શિર ચ્હડાવી આપવાના વિચારમા તે નિમગ્ન બની. તેના દ્રઢ જણાતા કરે, તીક્ષ્ણ શમશેરની મુઠ પકડી હતી. દાસીને આવતા જરા વાર થઇને તે અંતીમ પ્રાર્થના કરવા લાગી:

"ભોળાનાથ! પાર્વતીપતિ! ત્રિપુરહર! આ દીન દાસીની પ્રતિજ્ઞા અસફળ થઇ. પ્રતિજ્ઞાના અંતીમ દિવસે હુ આપને મ્હારૂં શીર ચ્હડાવું છુ. કયા પાપની પ્રબળતાએ મ્હારી પ્રતિજ્ઞામાં હું નિષ્ફળ નીવડી એની મને ખબર નથી આજ છ છ મહીનાની દ્રઢ ભક્તિના બદલામા પણ આપે મ્હને હતાશ કરી, મ્હારી ભક્તિમાં કંઈ અપૂર્ણતા હતી? નિર્બળતા હતી? દ્રઢતા ન હતી? હા, એ માટે આપને શું કહેવું? મ્હારો ભાગ્ય દોષ. મારા ભાગ્યની મંદતા હોય ત્યાં આપ શું કરો? ક્ષત્રાણીની ટેક જાળવવા, એ ટેકનું ગૌરવ દીપાવવા હું મરી ફીટું છુ! હર હર!"

એમ કહીને તે ટટ્ટાર ઊભી થઇ ગઈ. તેના વદનપર દીવ્ય તેજ પ્રકાશ્યું. તેની આંખોમાંથી અનેરા કિરણો સ્રવવા લાગ્યા. તેના આખા શરીરમાં ધ્રુજારો થયો. તેણે તલ્વારને મજબુત રીતે પકડી હતી. તલ્વાર પણ જાણે એ કુંવરીની ગરદન પર ફરવા તલસતી હોય તેમ જણાતી હતી, તલ્વારને ઉદ્દેશીને તે બોલી:

" મ્હારી વ્હાલી તલ્વાર ! આજે ત્હારે મ્હારી ગરદન પર ત્હારી તિક્ષણ ધાર ફેરવવી છે ? હા ! ઉતાવળી ન થા ! ત્હને હમણાજ સંતોષું છું: મ્હારા લોહીની તૃષાતુર તલ્વાર ! જેના હાથનો તું શણુગાર હતી, તેનાજ શિરને તું ઉડાવી નાંખવા તલસે છે ? ધીરી પડ ! આકળી ન થા. મ્હારા પવિત્ર રક્તથી ત્હને હમણાજ રંગી નાખું છું ! "

એટલું બોલીને તે દાસીની આવવાની રાહ જોવા લાગી. તલ્વાર નીચી મુકીને તેણે નોંધણજીનો ફોટો, કાંચળીમાથી કાઢયો: અને તે ફોટાને છાતી સરસો ચાંપતા ત્હેની આખમા આસું આવ્યા. વીર ક્ષત્રાણીનું શૌર્ય ટપકતું તેજ એ આસુંમાં તણાઇ ગયું. ફોટાને આસું ટપકતી આખો સ્હામે રાખીને તે બોલી: તેના શબ્દોમા કંપ હતો. હૃદયની લાગણી હતી. પવિત્ર પ્રેમના રમ્ય રંગના છાટણા હતા.

" મ્હારા વ્હાલા હૃદયદેવ ! તમને મેળવવામા નિષ્ફળ નીવડવાથી આજે હું આત્મહત્યા કરૂં છું. મ્હારી આશાઓ, ભરૂંસા સર્વ ચાલ્યું ગયું. હા ! નાથ ! હું અભાગણી ત્હમારા ચરણ સરોજને ચૂમવાના ભાગ્યને પ્રાપ્ત કરવા કેટલી તલસતી હતી ? મ્હારા જીવન ધન ! જે પળથી ત્હમારા પ્રતિ મ્હને પ્રેમ ઉત્પન્ન થયો તે પળથીજ હુ તમારૂ નામ રટયા કરતી હતી. અહા ! તે સ્વપ્ન ! એક દિવસના રમણીય સ્વપ્નનું સ્મરણ થતા મને ઝણ ઝણાટી થાય છે. જાણે તમારા ભુજપાશમા બદ્ધ થયલી હું, ત્હમારા હાસ્ય વિલસતા વદનને નિહાળી રહી હતી; ને ત્હમે—હા તમે મારા હોઠ પર મીઠા ચુંબનો કર્યા, મ્હારા કંઠમા ફુલની માળા રોપીને મારી છબી જોતા તમે કેવા મલકાતા હતા ? અહો ! તે ધન્ય સ્વપ્નના સ્મરણથી આજે મારૂં કાળજુ કપાઇ જાય છે ! કોને ખબર હતી કે જવાસીયાના રાજાની કુંવરી 'વિજય' નામ ધારણ કર્યા છતાં પોતાની પ્રતિજ્ઞામાં વિજય નહિ પામે ? જે

હ્રદયે હૃદયનાથ તરીકે ત્હમને સ્વીકાર્યા, તે હૃદય જગતના સર્વાત્માઓને સહોદર ગણે છે. આ ભવે હું તમને ન મળી શકી; પરન્તુ મ્હારો પ્રેમ દેવ બીજા ભવે તો જરૂરી તમારી સેવામાં મ્હને સોંપી દેશે. નોઘણજી ! વ્હાલા નોઘણજી ! જીવન સર્વસ્વ નોઘણજી ! હા ! તમને હું શું કહુ ? મ્હારે કંઈજ કહેવાનું નથી. માત્ર દાસીને કોઈ કોઈ દિવસ સ્મરણ કરશો. તો પણ હુ મને અહોભાગ્ય માનીશ ! ”

એટલુ બોલીને તેણે ફોટાને પાચ સાત ચુંબનો કર્યા; ત્યા દાસી દોડતી આવી પહોચી. દાસીને જોઇને કુંવરી બોલી:

“ કેમ જલ ભરી લાવી ? ”

“ ના બા ! ને હું આપને વધામણી આપવા દોડી આવી છુ ! ”

એવું શુ છે ? ”

“ નોઘણજી તળાવના કિનારે ઉભા છે, બા ! ”

“ દાસી ! શામાટે મશ્કરી કરે છે ? મ્હારા સદ્‌ભાગ્ય કયાથી હોય કે નોઘણજી આ ઘડીએ મળે ! ”

“ બા ! મ્હને મશ્કરી કરવાનું પ્રયોજન ! હું સત્ય કહું છું કે નોઘણજી તળાવના કિનારા પર છે. ”

“ તું નોઘણજીને શી રીતે ઓળખી શકી ? ”

“ બા ! તળાવમાથી પાણી ભરીને હું આ તરફ આવતી હતી, ત્યા મને પગમા ઠેસ વાગી ને મ્હારાથી સ્વાભાવિકજ બોલાઈ જવાયું કે “ મરે રોયો નોઘણજી ! ” મ્હારા આ શબ્દો સાભળીને, તળાવમાથી પાણી ભરીને બહાર આવતા એક માણસે કહ્યું: “ બાઇ ! તું કોને ગાળો દે છે ? ” મેં તેમને કહ્યું કે “ બાઇ ! તમને ગાળો દેતી નથી, પણ કાઠિયાવાડમાં ગારીયાધાર છે ત્યાના રાજા નોંઘણજીને વરવા મારા બાઇ સાહેબે પ્રતિજ્ઞા લીધી છે. ને પ્રતિજ્ઞા પ્રમાણે નોંધ-

ણજી નહિ મળવાથી આજે શંકરને પોતાનું શિર અર્પણ કરી પ્રાણ ત્યાગ કરે છે, તેથીજ તેને ગાળો દઉં છું ! " પછી તે માણસે કહ્યું: " જો નોંધણજી મળે તો કેમ ? " મેં કહ્યું કે: " એ ક્યાંથી મળે ? " ત્યારે તેમણે મને કહ્યું કે " જો. સામે ઉભા તે નોંધણજી છે. જો તેમને ઓળખતું હોય તેને તેડીને ખાત્રી કર. "

આ સાભળીને હું તરત આપની પાસે દોડી આવી છું. માનો ન માનો પણ મને તો એ નોંધણજી જેવાજ લાગતા હતા. આ ફોટા પ્રમાણેજ તેમની સૂરત હતી ! "

" દાસી ! જો આ અણીને વખતે નોંધણજીજ આવી રહ્યા હોય તો શ્રી શંકરનીજ કૃપા. પણ એ નોંધણજી છે એવી ખાત્રી કોણ કરે ? હા ! રામસુર ગઢવી નોંધણજીને ઓળખે છે, માટે ગામમા જઇ તપાસ કરવા મોકલીએ. "

" હા. એમજ ! "

' વિજયકુંવરીની આત્મહત્યા થઈ ગઇ ' એવા સમાચાર કુંવરીની દાસી પાસેથી પ્રાપ્ત કરવા ગામના લોકો રડતી સુરતે એક ઠેકાણે ભેગા થયા હતા. ત્યા તો કુંવરી અને દાસી બન્નેને જોતા સર્વને આશ્ચર્ય થયું: બધા કહેવા લાગ્યા: " ભાઇ ! મરવું એ કાંઇ રમત નથી. "

કુંવરી અંતઃપૂરમા આવી. અને કકળાટમય વાતાવરણ શાંત થયુ રાણીઓ અને દાસીઓ કુંવરીની પાસે દોડી આવીને ઉભા રહ્યા. કુંવરીએ તેના પિતાને કહ્યુંઃ " બાપુ ! નોંધણજી ગામ બહારના તળાવપર ઉભા છે. ગઢવીને મોકલી તેની તપાસ કરાવો કે તે નોંધણજી છે કે કેમ ? "

" કુંવરી શું નોંધણજી આવ્યા છે ?" બધાની આંખો આનંદમાં

ચમકવા લાગી. તરતજ રામસુર ગઢવીને બોલાવવામાં આવ્યા. અને આખું ગામ નોંધણજીને નિહાળવા ગામ બહાર નિકળ્યું. શોક આનંદના રૂપમા ફેરવાઇ ગયો. કુંવરીના કાળની કારમી પળે નોધણજી આવી પ્હોંચે એ વાતમાં સઘળાએ શંકરની ઇચ્છા માની.

નોધણજીને જોતાંજ રામસુર ગઢવી બોલ્યા.

"વીર રાજા નોંધણજી ? આ શું ? ગામ ઉજ્જડ હતું કે તમે તળાવપર રહ્યા ?"

"ગઢવી ! ગઇ રાત્રે અમે આ ગામને પાદર આવી પહોચ્યા હતા. પણ દરવાજા બંધ હોવાથી આ તળાવપર રાત્રિ નિર્ગમન કરી.

"ગારીયા ધારના ધણીને માટે ગામના દરવાજા બંધ ન હોય, ઠાકોર ! દ્વારપાળ માર્ફત તમે સમાચાર કહેવડાવ્યા હોત તો તમારા સત્કારનો લ્હાવો લેત. આમ કરીને તો ત્હમે અમને નીચું જોવડાવવા જેવું કર્યું."

કૃપા કરી હવે ગામમા પધારો.

મ્હોટા ઠાઠમાઠ સાથે નોધણજી ગામમા ગયા. અને સર્વને અપાર આનંદ ઉપજ્યો.

એ નોંધણજીજ એવી ખબર મળતાં, વિજય કુંવરીને કેટલો આનંદ થયો હશે, તેની કલ્પના આપવી પણ મુશ્કેલ છે.

   

શુભ મુહૂર્ત જોઇ જવાસીયાના રાજાએ લગ્ન વિધિથી વિજય કુંવરીનું પાણી ગ્રહણ કરાવ્યુ ને નોધણજી સૌના આગ્રહથી જવાસીયામા રોકાયા.

# પ્રકરણ નવમું.

## "રાજ્ય પ્રાપ્તિ:"



દૈવ દુર્લભ દેહ સૌન્દર્યથી વિજય કુંવરી સ્વર્ગ ભૂમિની અપ્સરાનો ભાસ કરાવતી હતી. નોધણજીની પત્ની થયા પછી તેની સુંદરતામા ઓર ઉમેરો થયો હતો. નોધણજી પણ પ્રેમાળ પત્નિની પ્રાપ્તિથી, ને તેની પવિત્ર, પ્રબળ ભાકત જોઇને સઘળું દુઃખ ભુલી ગયો હતો. બરાબર છ વરસ નોધણજી જવાસીયામા રોકાયા; ને તેટલી મુદ્દતમા તેને બે કુંવરો થયા.

એક દિવસ બન્ને કુમારો નોંધણજીની ગોદમાં આવી બેઠા. વિજય કુંવરી પતિની સેવામાં હાજર હતી. નોંધણજીને એકાએક ગારીયાધાર યાદ આવ્યું, ને આખમાથી આસુ વહ્યા. પતિના આંસુ જોઇને વિજયકુંવરી બોલી: "નાથ! શું મ્હારી સેવામાં કશીયે ઉણપ છે?"

" નોધણજી નિરૂત્તર રહ્યા.

પુનઃ વિજય કુંવરી બોલી: "જીવન સત્વ! શા માટે રડો છો? દુઃખની વાત મને ન જણાવો? શું હું તમારા સુખ દુઃખની ભાગિયણ નથી?" "પ્રીયે" નોધણજી ઘણાં ખિન્ન અવાજે બોલ્યા:

ગારીયા ધાર લોમા ખુમાણે જીતી લીધું છે કુમારો મરાયા છે પણ આજ છ વર્ષ થયા ત્યા સુધી તેનો શોક કરવા પામ્યો નથી."

પતિના દુઃખની વાત સાંભળીને વિજયને પણ દુઃખ થયું. પછી પોતાના પિતાને બધી હકીકત કહીને સાતસેંહ માણસની મદદ લીધી. નાનો કુંવર પોતાના પિતાને ખોળે આપી વિજય, પતિની સાથે કાઠિયાવાડ તરફ વિદાય થઇ. મ્હોટો કુંવર સાથે લીધો.

થોડા દિવસમાં તેઓ શિહોર નજીક આવી પહોચ્યા.

નોઘણજી પોતાની પત્ની અને કુંવરને શિહોર મોકલાવીને નિશ્ચન્ત થયા. અને ગાડીયાધાર કેવી રીતે સ્વાધિન કરવું તેનો વિચાર કરવા લાગ્યા.

વિચારીને અંતે બાવાની જમાતના રૂપમા જવાનું યોગ્ય ધાર્યું. બધા માણસોને બાવાના વેષમા ફેરવી નાખ્યા. હથિયારબંધ બાવાની જમાત જેવા દેખાવ થતા કોઇને શંકા લેવાનું કારણ રહ્યું નહિ. એટલે ગારીયાધારથી બે ગાઉ દૂર નોઘણજીએ પોતાનો પડાવ નાખ્યો અને મ્હોટા તંબુ તાણ્યા.

* * *

પ્રભાતની જીવન પ્રેરક હવા મન્દ મન્દ ચાલુ હતી. રાત્રિના અંધકાર લય પામીને પ્રભાકરના પ્રકાશ પૃથ્વી પર પથરાઇ ગયા હતા. જમાતના મહંતના રૂપમા નોઘણજી રસ્તા પાસે ધુણી ચેતાવી બેઠા હતા. મ્હોટી ચલમ હાથમાં રાખી ધુમ્રપાન કરી રહ્યા હતા. ત્યા ત્યા એક ગાડા ખેડુ, ગાડું રસ્તામા ઉભું રાખી ચલમ ભરવા ધુણી પાસે આવ્યો, અને 'નમો નારાયણ કહી ચલમ ભરવા લાગ્યો, હેની દૃષ્ટિ મહંતના ભવ્ય ચ્હેરા પર એકતાનતાથી લીન થઇ ગઇ; ને તે અસરૂપાત કરવા લાગ્યો. નોંધણજી આશ્ચર્ય પામ્યા. "ભાઇ ' કયું રડતા હય ?"

"મહારાજ !" ખેડુત બોલ્યો: "હમારા જેવા ચ્હેરાનો મ્હારો રાજા નોઘણજી હતો. અરે ! તે કયા હશે ? શુ કરતા હશે ? સુખી હશે કે દુઃખી ? પણ આજ દિવસ સુધી તે કયાથી હોય ? જો હોય તો તે આવ્યા વિના રહેજ નહિ."

મહંત બોલ્યા: "નોંધણજી આવે તો તમે તેને શું મદદ કરો ?"

" જો મારો ધણી આવે તો ત્રીજે દિવસે ગારીયાધારની ગાદીએ બેસાડું. "

આમ બોલતા તે ખેડુત પોતાની મ્હોટી મૂછો મરડવા લાગ્યો.

નોંઘણજી અગાઉ એ ખેડુતને સારી પેઠે ઓળખતા હતા. તે ગામનો પટેલ હતો. રાજાને તે વફાદાર રહેતો હતો. તેથી નોંઘણજીએ કહ્યું:

" તમારી પાસે મહંતના રૂપમા બેઠેલા છે તેજ નોંઘણજી છે ! " એમ કહી નોંઘણજીએ કૃત્રિમ દાઢી મૂછ દૂર કર્યા. પટેલે પોતાના રાજાને ઓળખ્યા. ને તેથી તે અત્યંત આનંદ પામ્યો.

" પટેલ ! બોલો હવે શું મદદ આપશો તમારા રાજાને ? "

" અન્નદાતા ! અમારા ડોકાની મદદ આપીશુ, પણ તમને ગાદીએ બેસાડશું. આવતી કાલે છ ઘડી દિવસ રહે ત્યારે મ્હારા ખેતર પાસેથી માર્ગ નિકળે છે તે માર્ગે તમે નિકળજો. અને હુ બધા કાઠિઓને એ વખતે મ્હારા ખેતરમા ચણા ખાવા તેડી લાવીશ."

આ પ્રમાણે સંકેત કરી ખેડુ, નોંઘણજીની રજા લઇ ગારીયાધારમા આવ્યો. અને બીજે દિવસે બધા કાઠીઓ–કે જે ગારીયાધારમા ઉન્મત્ત પણે વિચારતા હતા;—અને રાજ્યકર્ત્તા રૂખડને અત્યાગ્રહથી પોતાને ખેતર ચણાના ઓળા ખાવા તેડી ગયો.

બાવા રૂપે નોંઘણજી માણસો સહિત તે રસ્તે નિકળ્યા. કાઠીઓ આ વખતે ચણાના ઓલા ખાવામા તન્મય થઇ ગયા હતા. સંકેત પ્રમાણે જમાતને ચણા ખાવા પટેલે બોલાવ્યા. બાવાનું ધાડું ખેતરમા પેઠું અને એક કાઠી અને એક બાવો એવી રીતે ચણા ખાવા ગોઠવાયા. ને અર્ધ ક્ષણમાજ નોંઘણજીની ઇસારતથી તલ્વારના પાણી ઉછળ્યાં, બાવાપાસે હથીયારો હતા ને કાઠિઓ સઘળા નિઃશસ્ત્રી

હોવાથી નોધણજીને ફતેહ મળી. બધા કાઠીઓની સાથે રૂખડ ખુંમાણ પણ એ ખેતરમા પડ્યો.

પછી નિર્ભય બનેલા નોંધણજીએ ગારીયા ધારમા પ્રવેશ કર્યો ને પુનઃ પોતાની આણ વર્તાવી· પોતાના જુના રાજા હયાત છે, અને તેમણે પોતાની ગાદી પુનઃ પ્રાપ્ત કરી એથી ગામની પ્રજાને ઘણોજ હર્ષ ઉત્પન્ન થયો. નોંધણજીના અમલમા પ્રજા સુખ ચેનમા રહી શકશે એમ સઘળાને લાગ્યું અને પોતાની ભક્તિ પ્રકાશિત કરવા સમસ્ત પ્રજાએ નોધણજીને નમન આપ્યા ને શક્તિ મુજબ ભેટ મૂકી. નોધણજીએ પોતની પ્રજાને સહર્ષ વધાવી અને પ્રજાની વફાદારી જોઇને તેમણે આભાર માન્યો.

પછી નોધણજી આનદમા રહેવા લાગ્યા, પણ લોમો ખુમાણ પછી આવસે એ ભય ઓછો થયો નહિ.



## પ્રકરણ દશમું.

### " ઉદ્ધારક મહા દેવી "



રમણિય રાત્રિ હતી. નિશાનાથ, નિરભ્ર આકાશમા ઝુલી રહ્યા હતા. ત્હેના રૂપેરી કિરણોણુ સમગ્ર વિશ્વ સ્નાન કરી રહ્યું હતું. તારાયુક્ત તારાનાથની શિરદારી તળે પ્રકાશયુક્ત રાત્રીમા ચમકી રહ્યું હતું ધરા દેવી પ્રભાકરના પ્રખર તાપથી શાંત થવા લાગી હતી. નોધણજી અંતઃ પુરના દિવાન ખાનામાં હીંડોળા ખાટમા ઝુલી રહ્યા હતા...ખંડમા શાંતિ હતી, કવચિત ચાલતી ખાટનો ધ્વનિ એ શાંતિનો ભંગ કરતો હતો.

ફાનસના પ્રકાશમા નોધણજીના વદન પરનું ક્ષાત્રં તેજ સ્પષ્ટ જોઇ શકાય એમ હતું. હુક્કાની મ્હોટી નળીમાથી ધુમ્ર પાન કરતા નોધણજીની દ્રષ્ટિ એકાએક દ્વાર તરફ ગઇ. દ્વાર અર્ધ ખુલ્લા હતા તે સમ્પૂર્ણ ઉઘડી ગયાને બીજેજ પળે દ્વારમાથી રૂપનો ચમકારો આવ્યો ! હાથમા થાળ લઇને વિજયકુંવરી અંદર આવી અને પતિની મુખાકૃતિ નિહાળતી ખાટની નિકટમાં આવીને ઉભી રહી.

નોધણજીએ હુક્કાને રજા આપી ને વિજયાના કોમળ કર પકડીને તેને પોતાની સાથે હીંડોળામા લીધી. થાળ ચાંદીના બાજઠ પર મૂકાયો, ને તેમાના વિધ વિધ જાતના મિષ્ટા પકવાનોને દંપતીએ ન્યાય આપ્યો.

ભોજન વિધિથી મુક્ત થઇ દંપતી સ્વસ્થ થયા. નોધણજીના હસતા વદન પર એકાએક ભયનો આવિર્ભાવ થયો. ને પોતાના મસ્તક પર તલ્વાર ઝઝૂમી રહી હોય તેમ તેને લાગ્યું. પતિના

વદન પરના ભાવનું પારવર્તન જોઇ વિજયકુંવરી વિનિત સ્વરે બોલી.

" નાથ ! હસતા વદન પર એકાએક ફેરફાર કેમ થયો ? '

" વ્હાલી તે ! જાણવાથી ત્હને શો લાભ ?"

" વાહ વ્હાલા ! પતિની મનઃસ્થિતિ પત્નીએ ન જાણવી જોઇએ ? "

" મ્હારી મનઃસ્થીતિ ત્હને કેવી જણાય છે ?"

" આ પળને માટે પૂછવામા આવતું હોય તો મને લાગે છે કે ત્હમારા હૃદયમા કૈં પણ ભય કિંવા ગભરાટના ઓળા હોવા જોઇએ. "

" તેમ છે ખરૂં ! પણ રાજાએ તો સદાય દુશ્મનોનો ડર રાખવોજ જોઇએ ને ?"

" પ્રાણનાથ ! કયા દુશ્મનના ડરથી ત્હમે ચિન્તા યુક્ત રહો છો ? "

" લોમોખુમાણ ગારીઆ ધાર પર ચઢી આવશે એવો મ્હને ભય રહ્યા કરે છે, પરંતુ—"

" મારૂં કહ્યુ માનશો નાથ ! "

" શા માટે નહિ વ્હાલી ! "

" મારા નમ્ર મન્તવ્ય પ્રમાણે લોમાખુમાણ પાસ તમે જાઓ ને સઘળું વેર છોડી દઇ મૈત્રિ કરો. '

નોઘણજી ચમકયો. તેની આખો ફરવા લાગી. તેના વદન પર જાણે કે ક્રોધના ચિન્હો ચમકવા લાગ્યા. હોઠ પીસીને તે બોલ્યો:

" લોમાખુમાણ પાસે હું-હું-નોઘણજી જાઉં ? કદી નહિ ! લોમા ખુમાણની વીરતા શું મ્હારાથી વધારે છે ? "

" જીવન ધન ! એમ ઉશ્કેરાઓ નહિ. મ્હારા કહેવાનો હેતુ એ નથી કે તમે લોમાખુમાણની પાસે જઇને ક્ષમા યાચો. એવી

નિર્બળ સલાહ નોંધણજીની પત્ની ન આપે ! પણ મ્હારો ઉદ્દેશ એ છે કે લોંમાખુમાણ પાસે તમે જશો તો તે તમને આદર સત્કાર આપીને ભેટી પડશે ને એ રીતે હજારો માણસોના લોહી ઉડતા અટકશે." વિજય કુંવરીએ એ પ્રમાણે શબ્દો ઉચ્ચાર્યા:

"નોંધણજી કદીપણ દુશ્મનને નમતું આપે નહિ. હું નિર્બળ નથી. હજારો બલકે લાખો માણસોના લોહી રેડાય તો પણ મારાથી લોમાને ત્યા જઇને દીનતા જાહેર ન કરાય. એમ કરૂં તો મ્હારી જનેતા લાજે ! નોંધણજીના નામને બટ્ટો લાગે."

આ શબ્દો બોલતા નોંધણજીને અત્યંત અભિમાન આવ્યું. ગુસ્સાથી ત્હેના રકત લાલચોળ બની ગયા. લોમા ખુમાણને તે પોતાની સ્હામે ઉભેલો જોવા લાગ્યો વીરતાના ધુજારાથી તે કંપવા લાગ્યો.

વિજય કુંવરી બોલી:

"નાથ ! લોમાને ત્યા જવામા તમારી દીનતા ગણાશે નહિ. બલકે પ્રભુતા લેખાશે. ને કયાં તમારે સ્વમાન કે સ્વગૌરવના ભોગે લોંમાના આગણે પગ મૂકવો છે ? જો લોંમો તમને જોઇને સત્કાર કરવા પ્રેરાયને પોતાનુ વૈર ભૂલી જાય તો તમને તેની સાથે મૈત્રિ બાંધવામા શી હરકત છે ? કદાચ તમને દેખતાં તે ક્રોધે રાતો પીળો થાય ને તમારાપર ઘા કરવા ઉશ્કેરાય તો સ્વરક્ષણ કરવાની તમારામા કયા શક્તિ નથી ? માટે મ્હારા મત પ્રમાણે તો લોંમાના આગણે તમે જાઓ તો સારૂં. હુ ધારૂંછું કે લોમો જાતનો કાઠી છે, પરંતુ ઉચ્ચાશયીવીર છે પ્રથમની મૈત્રિનું ભાન થતા ને પોતાને આંગણે તમને જોતાં તેના હૃદયમાંનો વેરનો વિકાર ચાલ્યો જશે."

"તું કહે છે તેમ લોમો ઉદાર નથી કે જે એકદમ વેરનો ત્યાગ કરી દે અત્યારે તો તે મ્હારા પર એટલો ક્રોધે ભરાયો હશે કે હુ તેના આંગણે જાઉં તો તે મ્હારો વધજ કરે."

" તમારો વધ ? નાથ ! એ શું બોલ્યા ? લોમોખુંમાણ એક નહિં પણ તેના જેવા લાખો લોમાખુંમાણ એકત્ર થાય તો પણ મ્હારા નાથનો એક વાળ પણ વાંકો ન થાય. નાહક એવા ડરને મહત્વ આપવાની કશીજ અગત્ય નથી. અત્યારે ખેરાળી તરફ પ્રયાણ કરો. જો લોમો ક્રોધ કરીને તમને મારવા તૈયાર થાય તો તમારી તલ્વારનું પાણી તેને બતાવી આપજો. "

નોંઘણજી વિચારમા પડયો. શત્રુને ત્યા હાલીચાલીને જવું એ તેને મન સ્વમાન ખંડન જેવું લાગ્યું પણ વિજય કુંવરીના અત્યાગ્રહથી લોંમાને આગણે જવા તૈયાર થયો.

વિજયકુંવરીના ગુલાબીગાલને ચુંબીને પ્રભાતમાજ ખેરાળી તરફ નોઘણજી ઉપડી ગયો. માર્ગમાં તે વિચાર કરવા લાગ્યો.

" મેં લોમાખુમાણના દીકરાને અને બીજા કાઠીઓને માર્યા છે, તેથી મને દેખતાજ તે ક્રોધે ભરાઇ મારો વધ કરશે માટે તેના આંગણે મારે શી રીતે જવું ? "

" શી રીતે જવું ? " આ એકજ પ્રશ્ન ઉપર તેણે ખૂબ વિચાર ચલાવ્યા. પરંતુ તેને કશીપણ યુક્તિ સુઝી નહિ. એકદમ લોમાની છાતીપર જઇને ઉભા રહેવું એવા નિશ્ચયપર તે આવ્યો. તેને પોતાની વીરતાનું અત્યંત અભિમાન હતું, તેથી લોમો પોતાનો વધ કરશે એ બીકતા ભર્યો વિચાર તેણે છોડી દીધો ને દ્રઢપણે ખેરાળી ગામને પાદર આવી પહોચ્યો.

એકદમ લોમાને ત્યા જવું એ તે તેમને જરા ધ્રાસ્તી જેવું તો લાગ્યું ને તેથી પોતાનો એક એભલ નામનો કાઠી મિત્ર હતો તેને ગુપ્ત રીતે મળ્યા. નોંઘણજીને જોતાંજ એભલ બોલ્યો:

" નોંઘણજી ! તમે અહિં આવ્યા તે ખોટું કર્યું. લોંમો ગારીયા-

ધારપર ચઢાઈ કરવા લશ્કરને તૈયાર કરી રહ્યો છે. તેને રૂખડનો ઘા હજી તાજેજ છે એટલે જો તમને દેખશે તો માર્યા વિના રહેશે નહિ."

"લોમાની શી તાકાત હતી કે નોઘણજીને તે મારી શકે? એભલ! આ નોઘણજી લોમાથી ખાધો જાય એમ નથી."

નોઘણજીના વિશાળ કપાલમા ગર્વની રેખાઓ પડી. ભવા જરા ઉંચા થયા. આંખોની ઉંડાણમાથી જે કિરણો ખર્યા તે જોઇને એભલ મ્હાત થયો. નોઘણજીને મારવા લોમોખુમાણ આકાશ પાતાળ એક કરે તો પણ તે તેનાથી માર્યોજાય નહિ એમ એભલને લાગ્યું. પણ તે કાંઈ દીર્ઘદૃષ્ટિવાળો હતો. સાહસ કરીને નોઘણજી લોમાને ત્યા જાય ને કૈં અનિષ્ટ પરિણામ આવે તો?

તેણે કહ્યું. "નોઘણજી! હું લોમાખુંમાણ પાસે જાઉં છુ અને આડી વાત કાંઈ પૂછી જોઉં છું કે તેના અંતરનો હેતુ શું છે?"

મિત્રનો આ અભિપ્રાય નોઘણજીને યુક્ત લાગ્યો. એભલ લોમા-ખુંમાણને મળવા ગયો એ વખતે લોમો, પોતાની સ્ત્રી સાથે ખાન-ગીમા હતો. એભલને એવે વખતે પણ પ્રવેશવાની રજા હતી તેથી તે લોમાની પાસે ઉપસ્થિત થયો ને પોતાને આવવાનું કારણ લોમો જાણી ન જાય એ હેતુથી અન્ય વાર્તાલાપ કરવામા તે રોકાયો.

એભલને આવકાર આપીને લોમો બોલ્યો:

"એભલ! બધું લશ્કર તૈયાર થઇ ગયું છે. હવે ગારીયાધાર તરફ કૂચ કરવાનું મુહુરત ક્યારે જોવરાવીશું?"

"આપની ઇચ્છા."

"પણ તમારા જેવા કાંઈ વીર યોદ્ધાની સલાહ તો લેવી જોઇએને? તાત્કાલિક કુચ કરીએ તો કેમ?"

"તોપણ સારૂં. પણ ખુમાણ!–" સ્હેજ અટકીને એભલ બોલ્યો:

" નોંધણજી આવ્યો હોય તો શું કરો ? "

નોધણજીનું નામ સાભળતાજ લોંમાને કાળ ચઢ્યો. તેના વદન-પર કારમો ક્રોધ ઉછળ્યો. તે દાંત કચ કચાવતો બોલ્યો.:

" જો અત્યારે નોધણજીને દેખું તો તેના રાઈ રાઈ જેટલા ટુકડા કરૂં, એભલ ? "

લોમાના આ શબ્દો તેની સ્ત્રીએ સાભળ્યા. નોધણજી પર ચઢાઇ ન કરવા તે લોમાને વિનવતી હતી. પણ લોમો તેને ગણકારતો ન હતો. નોધણજીનુ મ્હોં પોતાની ચરણ રજ ચૂમે એ જોવા તે આતુર બની ગયો હતો. તેની સ્ત્રી તેને ઘણું વારતી હએ, પરંતુ તે કશાપર ધ્યાન આપતોજ ન હતો. તેની સ્ત્રી, બન્નેની વાતચીતમા વચ્ચે ભળી.

" તેણે તમારો તો એક છોકરો માર્યો છે, ને તેના તમે અઢાર માર્યા છતા તે ઘેર આવે ને તેને તમે મારો તો હું મારા પ્રાણ તજું માથું વાઢનાર પણ આગણે આવે તો તેને સત્કારવો જોઇએ એ ઉદાર રાજનિતિ છે. "

એ પ્રમાણે પોતાની સ્ત્રીનાં ઠપકા ભર્યા વચન સાંભળીને લોમો બોલ્યો:

" જો નોધણજી મારે ઘેર આવે તો બધુ વેર છોડી દઈને પ્રથમની પેઠે તેના સાથે મૈત્રી રાખું. "

લોંમાનો ક્રોધ એકાએક ચાલ્યો ગયો એ જોઇને એભલ, નોધણજીને લોમા પાસે તેડી ગયો. નોધણજીને જોઇને લોમો ઉઠયોને ભેટયો.

લોમાએ નોધણજીની ઘણીજ સારી મીજમાની કરી; પછી નોધણજી લોમાને ગારીઆધાર મીજમાની માટે લાવ્યા. નોધણજીની સ્ત્રીએ લોંમાને ધર્મનો ભાઇ કહયોને સંબંધમા વધારો થયો.

લોંમાની સાથે મૈત્રિની ગાંઠ બંધાતા નોધણજીને તેના તરફની ચિન્તા મટી. ' એક દિવસ પોતાના માણસોને કપાવાનો વારો છે '

એ બાબતની ઉપાધિમાં તે ઉદાસીન રહેતો હતો. તેની એ ઉદાસીને હવે સદાને માટે દેશનિકાલી મળેલી જોઇ તેને અત્યંત આનંદ પ્રાપ્ત થયો. પોતાની ઉપર કોઇ દુશ્મનની ચઢાઇ આવવાની નથી, ને તેથી પોતાના પ્રાણથી પણ પ્યારી પ્રજાને પર રાજાના હાથતળે પીડાવાનો પ્રસંગ આવવાનો નથી એ વિચારે તે પ્રફુલ્લિત રહેવા લાગ્યો.

દિવસે દિવસે સોમા ખુમાણ અને નોધણજી વચ્ચે પ્રબળગાઢ મીત્રતા જામી.

લડાઇનો બે ભમતો ભય દૂર કરવાનું સઘળું માન નોંધણજીએ પોતાની પત્નીને આપ્યું:

" વ્હાલી ! હજારો માણસોને હલાલ થતા તેં અટકાવ્યા એ માટે હું તને એક સારી ઉપમાથી વધાવવા માગું છું ! "

" મને ? તમારી ક્ષુદ્ર દાસીને ? " વિજય કુંવરી બોલીને આછુ હસી.

" હા. વ્હાલી ! મ્હારા તરફની ઉપમા તને ગમશે ને ? "

" કહો ! "

" ઉદ્ધારક મહાદેવી. "

" ને પછી તમારે ' મહાદેવ ' બન્યા વિના છુટકો છે ? " વિજય કુંવરી હસી. પત્નીના હાસ્યે નોધણજીને ચુંબન કરવા આકર્ષ્યો.



## પ્રકરણ અગિયારમું.

### શૃંગાર દર્શન.



વિજય કુંવરી વિણા વગાડી જાણતી હતી. એક દિવસ વીણાના તારની સાથે તેની દ્રષ્ટિ લીન થઈ ગઇ હતી અને તેના વદનમાંથી નીમ્ન લિખિત સંગીત ગવાતું હતું.

"હૃદયવાડીના પુષ્પ મનોહર,
"ચુંટે, સુંઘે મમપ્રિય મધુકર;
વીંધે ચલાવી પ્રિય નેનકટાક્ષ શર,
"પજવે પતિ અતિવનીશીથ ભર,
"ગુંથે પ્રણયની દો......રી'
"કુસુમ સદનમાં મોહક કયારી,
"સુમન ખીલે તહીં સુંદર ભારી;
"છાટે પ્રિયુવર ત્યાં પીચકારી,
"ભીંજે ભીંજાવે દગનાથ નિજનારી,
"દેહ દબાવે બલજો..... રી!

"દેહ દબાવે બલજો.........રી" નો પડઘો લુપ્ત થાય તે પહેલા કુંવરીની આંખો દબાઇ. વિજય અત્યારે સંગીતાનંદમા ઝુલતી હતી, ને આમ અચાનક પોતાની આંખોના દબાવાથી ક્રોધિત થઇ ગઇ.

"દાસી! શું કરે છે? છોડી દે આંખો! ગાવા દે!"

પણ તેની આંખો દાબનાર હમેશની જેમ તેની દાસી ન હતી. પોતાના સ્વામિનાથ નોંધણજીને જોઇને તેનો ક્રોધ આનંદના રૂપમાં ફરી ગયો ને કૈંક શરમ દર્શાવતી નીચી દ્રષ્ટિએ તે વીણાને જોઇ રહી.

"વ્હાલી ! કેમ નીચું જોઇ રહ્યા ?" નોઘણજી સ્મીત કરીને બોલ્યો. વિજય નિરૂત્તર રહી. પણ મ્હો ઉપર હાસ્ય ચમકાવતી હતી.

"વ્હાલી !"

"શું છે ?" વિજય કુંવરીએ મીઠો ટહુકો કર્યો. પણ દૃષ્ટિ તો પોતાની માનીતી વીણાપરજ રાખી:

"મ્હારા સામી દૃષ્ટિ નહિ કરે ?"

એ શબ્દને અન્તે વિજય કુંવરીએ પોતાનું મસ્તક ઉન્નત કર્યું ને પતિના મ્હો સામુ જોઇ રહી.

વિજય કુવરીની ઉમ્મર પચીસ વર્ષની હોય કે વધુ ઘટુ હોય પરન્તુ પ્રસૂતિજન્ય ક્ષીણતાથી તેના સૌન્દર્યમા ઉણપ આવી ન હતી. તેની કાતિ હજી પણ એક યુવતિની જેવી દીપતી હતી. આજની તેની છબી અત્યત નયન રંજક લાગતી હતી. નોઘણજીએ તેના કાન્તિમાન વદન ચન્દ્રને કયાંય સુધી જોયા કીધું. વિજય કુંવરી પણ પતિની એકાગ્ર દૃષ્ટિને હસતા ચ્હેરે ઝીલી રહી હતી.

"નાથ !" વધુ વખત જતા વિજય બોલી: "દાસીના મ્હો પર એકાગ્ર દૃષ્ટિ ફેંકીને શું કરવા ધાર્યું છે ? શું વિચાર્યું છે?"

"એક માગણી કરવાનો વિચાર છે." નોઘણજી બોલ્યો:

"મ્હારી પાસે ?"

"હા."

"મ્હારી પાસે શું છે કે માગશો? હા, સંગીત સાભળવું હોય તો–"

"ત્હારી પાસે જે છે તેજ માગીશ !"

"તો તે આપતાં હું સંકોચ નહિ બતાવીશ !"

"ખરેખર !"

"હા, ખરેખર !"

"મ્હારા હોષ્ટની તૃષા—"

નોધણજીને બોલતો અટકાવીને વચ્ચમાજ વિજય કુંવરી બોલી ઉઠી: "તમારી 'દાનત' હું કળી ગઇ, નાથ! પણ— "

"પણ શું?"

"અત્યારે હું— "

"શું હું?"

"આટલી અધિરતા? પુરૂં બોલવા પણ નહિ ઘો?"

"લે બોલ."

"અત્યારે હું સંગીતની સેવામા છું."

"એટલે? તારી એ સેવામા મારા હોઠ શું તરશે સુકાઇ જાય?"

કોઇ દિવસ તેમ પણ હોય!"

"પણ આજે તો નહિ ને?"

"વાહ! તમારી ચાણાક્ષતા!"

એટલું બોલીને વિજય નયન નચાવવા લાગી. પત્નીની નિર્દોષ ચેષ્ટામાં નોધણજી લુબ્ધ થયો. વિજયની નજીક ગયો, ને પોતાના રતાશ મારતા ઓઠ ને ગુલાબી ઝાંયથી મોહક ગાલ ચુંબન રસથી ખરડાય તે પહેલા વિજય ઉભી થઇ ગઇ ને બોલી:

"આ શું, નાથ!"

"તલ્વારના તીક્ષ્ણ ઘાની પીડા કરતા, ચુંબન તૃષાની પીડા અત્યત કારમી જણાય છે. પતિની પીડા પત્નિએ દુર કરવી જોઇએ કે નહિ, વ્હાલી?"

એમ કહીને નોધણજી વિજય કુંવરીની પાસે ગયો. વિજય કુંવરી નીચું જોઇને ઉભી રહી. નોંધણજીની ચુંબન-તૃષા છીપાતા, વિજયના વદન પર પ્રસ્વેદ વછૂટયો. પ્રસ્વેદ ટપકતું વદન પતિને અત્યંત મોહક લાગ્યું તે જોઇને વિજયકુંવરીએ હસી દીધું.

નોંધણજીએ રૂમાલ વડે વિજય કુંવરીના વદન પરનો પરસેવો લુછવા માંડયો તે જોઇને વિજય દુર ખસતાં બોલી-

" મારો પરસેવો મ્હારી સાડી લુછશે, તમારો રૂમાલ નહિ!"

" કેમ ?"

" એ તસ્દી મારા નાથ શા માટે ઉઠાવે ?"

" શા માટે ? મ્હારી ચુંબન તૃષાની પીડાનું શમન કરવા મેં તને ઉપયોગમા લીધી, ને તેથી તને જે કંપ થાય તેનો જવાબદાર હું ખરોને ? એટલે મારે તારો પરસેવો લુછીને તને અસલ સ્થીતિમા લાવવી જોઇએ."

વિજય ચૂપ રહીને પોતાની સાડીના પાલવવતી પ્રસ્વેદ લુછયો. નોધણજીએ ખુરશીપર બેસીને કહ્યું:

" વિજય !"

" વ્હાલા !"

" ત્હારી સંગીતની શેવા શરૂ કર."

" ત્હમારી હાજરીમાં ?"

" કાંઇ વાધો છે ?"

" વાંધો તો નથી...પ...ણ—"

" શું ?"

" સેવામા કૈં અપૂર્ણતા જેવું રહેશે તો સંગીત દેવના પહેલા—" જરા અટકીને તે હસતી હસતી બોલી: " મ્હારા 'મહાદેવ' ઠપકો આપશે તો ?

" એવા ઠપકાની ગણતરી 'મહાદેવી'ને ન હોય !"

પતિના શબ્દો સાંભળીને વિજય શરમાઇ ગઇ. ને વીણાના તાર નીચી દૃષ્ટિએ મીલાવવા લાગી. તાલનો રંગ જામ્યો. વિજયનું વદન અપૂર્વ લાવણ્યના ઓજ સૂર્યાં ઓપવા લાગ્યું. વીણા પણ પોતાનો રણકાર ગજાવવા આતુર બની ગઇ હોય તેમ જણાવા લાગી. પતિના પ્રણય ભીના મ્હોં તરફ એક પ્રેમભાવ સૂચક દૃષ્ટિપાત કરીને વિજય કુંવરીએ પોતાનું સંગીત છોડયું.

" અમા......રો લાલ ઝૂલે મદમાં,
" ઝૂલે મદમા, ઝૂલે મદમા
" અમા......રો લા...લ ઝૂલે...મદમાં......
" પારવતીના પ્રિય કહાવે જગ ધ્વંશક મહાદેવ !
" વિજયના વ્હાલમજી કહાવે મદ ભીના ' મહાદેવ,'
" અમા......રો લાલ ઝૂલે મદ...માં...
" મસ્ત પ્રણયની મસ્તીમા તે ગણે અન્ય ન ધ્યાન,
" ધ્યાન ચૂકાવે એ પ્રિયતમનું રાજ તાજનું તાન—
" અમા......રો લા...લ ઝૂલે મદમા,
" ઝૂલે મદમા, ઝૂલે મદમા......
" અમા......રો લાલ ઝૂલે મદમા......

' मंगल '

વીણાનો સુમધુર રણકાર શમ્યો. વિજયનુ વદન કૈં અનેરા કિરણથી ચળકવા લાગ્યું. નોઘણજી બોલ્યો:

" વ્હાલી ! –અરે ભૂલ્યો—" જગ હૃદ્દીપક મહાદેવી ! "

" શું કહો છો મહાદેવ ! "

નોઘણજી કૈં બોલવા જાય તે પહેલાં ખડમા કોઇ આવ્યું. આવનાર સોમો ખુમાણ હતો. નોઘણજી પોતાની પત્ની સાથે ખાનગીમા બેઠો હોય તોપણ સોમાને હાજર થવામા અટકાવ ન હતો. સોમાના નયનમા વિકારનું અંજન ન હતું.

સોમાને જોઇને વિજય કુમારી સ્હેજ શરમાઇ ગઈ. નોઘણજી આવકાર આપતા બોલ્યો:

" પધારો ખુમાણ ! "

" નગરથી કંકોત્રી આવી છે, તે આપવા આવ્યો છું ! " એમ

કહીને સોમો નોઘણજીની બાજુમા પડેલી ખુરશીપર બેઠો ને એક બીડેલુ કવર નોઘણજીને આપ્યું. નોંઘણજીએ તે ફોડ્યું ને વાચ્યું' વાચીને નોઘણજી બોલો. " ખુમાણ ! બાના વિવાહપર નગર જશોને ? "

' ઠાકોર ! હું ઘણો સમય અહિં રોકાયો છુ. મારે હવે બેરાવી જવું જોઇએ. નગર જાઉ તો વળી કેટલાય દિવસ નિકળી જાય ! "

" વિજયા ! " નોંઘણજીએ વિજય તરફ દ્રષ્ટી કરીને કહ્યું: " તમ્હારા ભાઇને નગર જવાનો આગ્રહ તમે કરો, મ્હારૂં માને એમ લાગતું નથી ! "

" ભાઇ ! " વિણા વિનંદિત સ્વરે વિજય બોલી: " બ્હેનનું આ વખતે માન રાખવું પડશે ! "

" અત્યારે લાચાર છુ. "

" એમ લાચારી બતાવીને ખસી જવાનું નથી, બ્હેનના આમંત્રણની અવગણના ભાઇ હોય તેતો ન કરે. "

આ શબ્દોએ સોમાને અસર કરીને તે બોલ્યો.

" બ્હેનના આગ્રહને માન આપીને હું નગર જઇશ, પછી ? " નોઘણજી તરફ જોઇને તેણે ઉમેર્યું. " ઠાકોરતું માન પણ રાખવું જોઇએ, કેમ ખરૂં કે નહિ ? "

' ઠાકોરનું માન રાખ્યું હોતતો પ્રથમજ માન્યું હોત. આતો તમે તમ્હારી બ્હેનનું માન રાખ્યું એમ કહો. "

બીજે દિવસે સોમો ખુમાણ નગર જવા ઉપડી ગયો.



# પ્રકરણ બારમું.



## વેરની વસુલાત અને રમણીય અંત.

નગરમાં ધામધુમ ચાલી રહી હતી. દુર દુરથી મ્હેમાનો આવતા હતા. હમેશના નગરમા અને હાલના નગરમા અત્યંત ફેર હતો. શેરીએ શેરીએ ધ્વજા પતાકા બાંધી દેવામાં આવ્યા હતા. નગરાં, ત્રાંસા, શરણાઇ, ઢોલ ઇત્યાદિ વાદ્યોના અવાજથી નગર જાણે કે કંપતું હતું.

લોમો પણ નગરમા આવી પહોચ્યો. તે તેને સારો આવકાર મળ્યો. નગરના જામને લોમાના આગમનના સમાચાર મળ્યા તે દિવસથી તે એક ગુપ્ત કાર્યમાં રોકાવા લગ્યો.

વિવાહ વિધિ પૂર્ણ થઇને સઘળા આમંત્રિત મ્હેમાનોને વિદાય મળી. લોમાએ પણ વિદાય માગી. પણ તેણે કહેવામાં આવ્યું કે:

" આ મ્હોટી ધમાલમાં તમારૂં સ્વાગત અમારાથી બરાબર રીતે થઇ શક્યું નથી. માટે તમારે હજી થોડા દિવસ વધુ રોકાવાની તસ્દી લેવી પડશે. "

જામના આગ્રહથી લોમો ત્યા રોકાયો.

   

એક દિવસ સાંજે જામને તેનો એક અંગત માણસ કંઇ મસલની કરતા બેઠા હતા.

" જો આપણી યંત્રણા કોઇ જાણી જાય નહિ હો ? "

" એ ડર રાખતાજ નહિ ! "

" કામ કેટલું અધુરૂં છે ? "

" માત્ર એજ દિવસનું ! "

" એ કામપર કોની દેખરેખ છે ? "

" આ સેવકની. "

" સાવધાન રહેજો, કોઈ—" .

" એ શું બોલ્યા બાપુ ? હું કાઇ કાચો પોચો છું ? એક તલભાર પણ ખબર કોઇને પડી શકશે નહિ તે—"

" કામ ખતમ થશે એમને ? "

" હા બાપુ ! "

એટલી વાતચીત કરીને બન્ને જુદા પડયા.

પ્રિય વાચક જો આ વાતચીતનો ભેદ જાણવાની જીજ્ઞાસા હોય તો કઠિન કાળજે વાર્તા પ્રવાહમા આગળ વધવું પડશે.

બે દિવસ ગયાને જામને તેના અંગત માણસે સમાચાર આપ્યા.

" બાપુ ! હવે કામ પુરૂં થઇ ગયું છે. આપો હુકમ કે–"

" કોઇ જાણવા પામ્યું નથી ને ? નહિતર—"

" નાજી. "

" ત્યારે કાલે સ્હવારે કચેરીના વખતે તેને એ રસ્તેથી કચેરીમા લાવજે એટલે—હા, પણ તે અત્યંત ચાલાક છે, કંપટનો ભેદ જાણી ન જાય ! "

" તે ચાલાક હશે પણ તમારા આ સેવકથી વધારે નહિ હોય."

" ઠીક ત્યારે કાલે સ્હવારે—"

" બહુ સારૂ બાપુ ! "

❀ ❀ ❀ ❀

પ્રભાતના ચોઘડીયાના રણકારની સાથે લોમો ખુમાણ પોતાના ઉતારામાં સુતો હતો તે જાગી ગયો લોમાને જાગ્રત થયેલો જાણી જામના નોકરે દાતણ પાણી હાજર કર્યા. લોમો દાતણ કરી રહ્યો ને

સ્નાન કરવા માટે ગરમ પાણી આવ્યું. લોમો નાહ્યો ને કપડા પહેરી આરામખુરશીપર પડયો. ત્યાં એક નોકર ગરમ કઢેલા દૂધનો એક લોટો ને ગ્લાસ લઇને આવ્યો. લોમો સઘળું દૂધ ગટગટાવી ગયો ત્યાં એક માણસ તેની પાસે આવ્યો. ને, બોલ્યોઃ

"ખુમાણ ! જામ બાપુ કચેરીમા આપને તેડે છે !"

"ચાલો."

જામનો માણસ આગળ થયો ને લોમો તેની પાછળ ચાલવા લાગ્યો. બન્ને એક વિશાળ દરવાજામા થઇને એક બગીચામા આવ્યા. બગીચામાં અનેક વિધ ફુલ છોડો અને વૃક્ષો હતા. તેની સુગંધથી લોમાનું મગજ જાણે કે તર બની ગયું. મદોન્મત્ત ગજરાજની જેમ તે ચાલતો હતો. એ વિશાળ બગીચાની મધ્યમા એક આડો રસ્તો આવ્યો ને બન્ને તે રસ્તે વળ્યા. એ રસ્તે વહડતા લોમાને આગળ કરીને જામનો માણસ પાછળ રહી ગયો. બન્ને થોડા આગળ વધ્યા.

ને આશું ? લોમો જમીનમાં ઉતરી ગયો ને નિચે ગોઠવેલા ભાલાની અણીઓના ભોંકાવાની સાથે લોમાના પ્રાણ ઉડી ગયા !

હવે જામના કપટનો ભેદ વાંચકગણ જાણી શકયા હશે. તોપણ વધારે સ્પષ્ટીકરણ કરવું અયુકત નહિ થશે

જામના માણસે જે રસ્તે લોમાને આગળ કર્યો, તે રસ્તે આગળ જતા એક ન્હાની ખાઇ ખોદવામા આવી હતી. એ ખાઇમા ભાલા એવી રીતે ગોઠવવામા આવ્યા હતા કે અંદર પડનાર તરતજ પરલોક પ્રયાણ કરી જાય. ખાડની ઉપર એકદમ બારિક કપડું ચોડીને તેની ઉપર ધુળ એવી રીતે નાખી દેવામાં આવી હતી કે આજુબાજુના રસ્તાને આબાદ મળી જાય ને કોઇને વહેમ પણ ન આવે કે ત્યાં ખાઇ હશે !

લોમો ખુમાણ ઘણો ચાલાક હતો, પરન્તુ એ કપટ એવી તો ચાલાકીથી કરવામા આવ્યું હતું કે લોમો તે બાબત જરા પણ વ્હેમાયો નહિ. ને તેથી તેણે પોતાના પ્રાણ ગુમાવ્યા.

નગરના જામને આ કપટ કરવાનું કારણ એ હતું કે લોમાની સંઘે તેને પૂર્વનું 'ભુચર મોરી'નું વેર હતું. કપટના શસ્ત્રવડે તેણે એ વેરની વસુલાત લઇ લીધી.

ખાડમા પડતાજ લોમાએ પ્રાણ છોડી દીધા હતા. ભાલાની ભોકાટથી તેણે એક તીણી ચીસ પાડી હતી એ કપટ કામ ઉપર દેખરેખ રાખનાર જામનો અંગત માણસ હતો. લોમાને મૃત્યુવશ જોઇને તે કચેરીમા દોડી ગયો ને સિંહાસનપર બિરાજેલા જામપ્રતિ તેણે ભાવસૂચક દૃષ્ટિપાત કર્યો. એ દૃષ્ટિની સાથે તેણે એ પણ ઇસાનત કરી દીધી કે . કામ તમામ, બાપુ!"

કચેરી વિસર્જન થયા બાદ જામ એ કપટ બાઇ પાસે આવ્યા. અંદર જુએ છે તો ભાલાની અણી પર લોમો ખુમાણ જાણે કે શાંતિ ધારણ કરીને સૂતો હતો. તેના વદનપર જે કારમુ તેજ હતું તે જોઇને જામ ક્ષણભર કંપી રહ્યો.

ને પછી લોમાના શબને અગ્નિદાહ આપવાનો હુકમ થયો.

આ સમાચાર ગારીઆધાર પહોચ્યા. વિજય કુંવરીએ અત્યંત આઘાત અનુભવ્યો. પોતાના ધર્મના ભાઇને કપટ કરીને હણી નાખનાર નરપ્રતિ તેને ઘૃણા છૂટી. નોઘણજીને પણ લોમાના અકાળ મૃત્યુથી ખેદ થયો.

પણ એ ખેદનો તેણે વિશેષ વિચાર કરવો છોડી દીધો. કારણ કે મૈત્રિ બાંધ્યાં છતા લોમો જાતપર જઇને કોઇ દિવસ પોતાનું કાસળ કાઢી નાખે એવો તેને ડર હતો-સંકોચ હતો તે ચાલ્યો ગયો ને નિશ્ચિંતપણે રાજ કરવા લાગ્યો.

ભાઇના મૃત્યુ દુઃખથી વિજયને જે કષ્ટ થયુ તેનું વર્ણન કરવા અમારી કલમ નિર્બળ છે; માટે એટલુંજ કહીને સંતોષ અનુભવીશું કે :

" જે દિવસ ભાઇના મ્હોતના માઠા સમાચાર વિજયને મળ્યા તેજ દિવસથી તેણે મિષ્ટાન્નનો ત્યાગ કર્યો. ને ભાઇ–બ્હેનના કુદરતી પ્રેમની પ્રબળતાએ તેનું શરીર અત્યંત કૃશ થતું ચાલ્યું. રાત દિવસ ભાઇના નામ પાછળ તે ઝુરવા લાગી. નોધણજી તેને આશ્વાસન આપતો હતો પરંતુ તેના કષ્ટનો કિનારો વિશાળ હતો.

કાળના કાયદા પ્રમાણે ગમે તેવું દુઃખ હોય છે તે સમયે વિ- સારે પડે છે. પ્રાણપતિના મૃત્યુ સમયે તેની વ્હાલામાં વ્હાલી પત્ની પોતાનું માથું પટકે છે, કેશ ખેંચે છે, છાતી નિચોવે છે, દેહ લોહીથી રંગી નાખે છે, ને અંતે સતીપણાને પામે છે ! પોતાની પ્રેમવતી પત્નીના અવસાનથી પુરૂષ અત્યંત કલ્પાંન્ત કરે છે. તેના જવાથી સંસાર ધુળમા ભળી ગયો એમ માની વૈરાગ્યની ભાવના જન્માવે છે, તેની પાછળ ગાંડપણ લાવે છે, અન્નજળનો પરિત્યાગ કરીને આત્માને બાળી નાખવા પણ તૈયાર થાય છે ! આચળાની આંખ સમો એકનો એક કમાતો પુત્ર, માબાપને શ્વાસ પ્રાણ સમાન પ્યારો હોય તેની મરણ પળે માતાપિતા પોતાનાં મ્હોતને આમંત્રણ આપે છે, જીવવું ઝેર સમાન ગણે છે, પરન્તુ કુદરતની લીલાની વિચિત્રતા એજ છે કેઃ––જેમ જેમ વખત વહન થાય છે તેમ તેમ સઘળી વાતનુ–– કારમા કષ્ટનું પણ વિસ્મરણ થાય છે.

એજ ન્યાયને અનુસરીને વિજયનું કષ્ટ ચાલ્યું ગયુ. કાળે કરીને ભાઇની સ્મૃતિ પણ ભુંસાવા લાગી.

એક દિવસ તે પોતાના ખાસ ઉદ્યાનમા ફુવારાની પાસે બાંકપર

બેઠી હતી. સમય સન્ધ્યાનો હતો. સન્ધ્યાના સોનેરી પ્રકાશના મિલનથી તેનું કુદરતી સૌન્દર્ય ઓર દીપી નીકળ્યું હતું. એકાએક તેની દૃષ્ટિ એક સામેના છોડપર તરતનાં ખિલેલા પુષ્પપર પડી. ને તે ઉઠી. ફુલ ચુંટ્યું તે પાછી બાંકપર આવીને બેઠી.

ફુલની કળીઓ વીકસેલી હતી. તેની સુવાસ અત્યંત મધુરી લાગવાથી વિજયકુંવરી તે ફુલને નાસિકાએ રાખી હતી. તે સુમન-સુવાસમા લીન હતી, ત્યા કોઇના પગલા સંભળાયા. પાછળથી કોઇ આવતું હોય તેમ જણાતા તે સફાલી ઉભી થઇ ગઇ.

તેની એ ભ્રમણા ન હતી. થોડીજ પળમાં તેની પાસે એક પ્રતિભાશાળી પુરૂષ આવીને ઉભો રહ્યો. તે પુરૂષને જોતાંજ વિજય બોલી:--

"ઓહો! મ્હારા વ્હાલા ભાઇ! તમે અહિં ક્યાથી?"

વાચકગણ! આ વળી કોણ? કંઇ કલ્પના આવી શકશે? જો ના, તો લ્યો કહીએ એ આગંતુક અન્ય કોઇ નહિ પરંતુ કુમારિકા વિજયકુંવરીના સૌન્દર્યના રસને ચાખવાની ભ્રષ્ટ મતિ સાથે વિજય કુંવરીના દેહાંગણે આવીને પ્રેમની ભ્રષ્ટ યાચના કરી ચૂકેલો ભીખારી કે જેને પાછળથી કુંવરીએ સત્બોધ આપીને સુધારી નાખ્યો હતો તે કુમાર હતો.

"બ્હેન!" વિજયના ઉમલકાભર્યા શબ્દો સાંભળીને તે બોલ્યો

"હું ગારીયાધારમા પાચ દિવસ થયા આવ્યો છું, કેટલાય દિવસથી આપને મળવાની ઇચ્છા હતી; પરંતુ તે ઇચ્છા આજે પૂર્ણ થઇ. બ્હેન! મને માફ કરશો કે આ બાગ તદ્દારે ખાનગી છે. તો પણ મેં પ્રવેશ કરવાનું સાહસ કર્યું છે. આહા! તે દિવસ! કે જ્યારે તમારા બેરાળીના ખાનગી બાગમા આવેશવાલા સાહસમાં મ્હારી

મતિ ભ્રષ્ટ હતી. નયનમા વિષયનું અંજન હતું. આખા મદનનો સંચાર હતો. અને આજનો પણ દિવસ! કે જ્યારે આપના અદ્વિના ખાનગી બાગમાં પ્રવેશવાના સાહસમા મ્હારો હેતુ માત્ર આપને નમન કરવાનો અને આપના આશિર્વાદથી દેશની સેવાના યજ્ઞમા જે કૈં ભાગ આપવાનુ સદ્‌ભાગ્ય પ્રાપ્ત થયું છે ને જાહેર કરવાનો છે. "

" ભાઇ ! ધન્ય હો ! " બ્હેનનો આત્મા સંતોષ પામ્યો: " કહો જોઇએ આજ સુધીમા શું શું કર્યું ? "

" બ્હેન ! " તે કુમાર બોલ્યો: " એ ધન્યપળ–કે જે પળે તમારા હાથે મેં પ્રતિજ્ઞા લીધી–તે પળથી અત્યાર સુધીમા મ્હારાથી બનતું મેં કરેલું છે. ગામોગામ મ્હારા જેવા નવયુવકોને મેં ઉપદેશ આપીને મ્હારી માફક દૃઢ પ્રતિજ્ઞાવાળા બનાવ્યા છે. અત્યાર સુધીમા તેવા દૃઢ યુવકો એકસો થઇ શકયા છે તે હજી વધશે એવી દરેક આશા છે. મ્હારો વિચાર હજી છે કે જ્યારે એક હજાર યુવકો દૃઢ પ્રતિજ્ઞાની સાથે યાહોમ બહાર પડે ત્યાર પછી પાચ પાચની ટુકડીઓ કરીને ગામેગામ રેંટીયો અને ખાદી એ બન્નેની ઉપયોગીતા સમજાવવા મોકલવા. એટલું કર્યા પછી શુકાર્ય ઉપાડવું તે નિશ્ચીત કરવામાં આવશે."

" તમારી દરેક આશાઓ ફલો, ભાઇ " એમ કહીને વિજય કુવરીએ પોતાની કંઠમા ઝુલી રહેલા પુષ્પહારને ભાઇના કંઠમા આરોપી દીધો

ને પછી ભાઇ બ્હેન વિખુટા પડયા.

વિજય કુવરી પોતાના મહેલમા આવીને રાત્રિનું ભોજન લીધા બાદ પોતાના શયન ખંડમા જઇને એક ખુરશી પર બેઠી. વીણાના તાર મેળવ્યાને સંગીત ચલાવ્યું:

" ગુણીયલ ગુર્જર ભોમ અમારી ગુણિયલ ગુર્જર ભોમ:
" ઉજ્વલ જ્યાં યશ વ્યોમ, અમારી ગુણિયલ ગુર્જર ભોમ !

"વિજય ધ્વજા વનરાજ તણી શી સૌર્ય ભરી ભડવીર !
"કેસરીનાદ કરી કૈં ત્રાડે ગજવે ગહ્વર ગિર... .........અમારી.
"સ્વચ્છ સુહાગી સલિલ સરોવર શિતલ સૌમ્ય સમીર;
"ઋતુઓના ગમનાગમ અદ્દભુત ફળ ફુલ ફાલ રૂચીર.... .અમારી.
"કૈંક કલાપિ કલા કરી નાચ્યા, કુર્જત કોકિલ કિર;
'વન ઉપવન સૌરભ ભર મ્હેકે, કોમલ કુંજ કુટિર ......અમારી.
"પાપતણા પરિપુંજ પ્રજાલક કૈં કૈં પાવન વીર;
"અંજલી પાન પિપાસુ પ્રવાસી પુણ્યપદ સરિતા તીર..... અમારી.
"અમિત ઝગે યશ ઉજ્વલ તારક આત્મિય તેજ સુધીર.
"મનમોહન શશી નૂર પ્રકાશે ચખભરતું ક્ષણુનીર.........અમારી.
"શાતિ સુધા સૌ પાન કરીને ખેદ ત્યજી શુભ વીર,
"પ્રેમ પીયુષ પ્રસારી સુપ્રીતે વસીએ અમીર ફકીર.........અમારી.
—શેલત

દેશ ગુણનું ગાન અટકયુ. વિજયની વિણા ચુપ થઇ. શયનાગાર દ્વાર ખખડયું. ઉઘડયુ ને વિજય કુંવરીએ વિણાને દુર મુકી. નોધણજી મદ ઝરતાં પગલે ખંડમાં દાખલ થયો. દુર વિજય ઉભી રહી. તેના નયનમા પ્રેમ ઝળકી રહ્યો જણાતો હતો. દંપતીના નેત્રો મળતા બન્ને હસ્યા. ને હસતા હસતા વિજયે પોતાનુ વદન નીચું નમાવ્યુ પ્રિયા. પ્રિયતમના મિલન વખતે આદરાતિથ્યના સ્થાને આતીજ વિવેક. અને પ્રેમભીની સંજ્ઞાઓ થાય છે. હર્ષિત વદને ઉભયના નેત્ર, એકમેકના અંતઃકરણને ભેટી પડયાં.

નોધણજી પત્નિના પ્રણય ઉછળતા વદન તરફ દ્રષ્ટિ ફેંકતો સ્થીર ઉભો હતો. વિજય નીચું ઢાળીને જરા દુર ઉભી હતી. મદન મદથી ઉન્મત મૃગનયની પાસે નોંધણજીએ માન મુકયું ને તે પત્નિની

પાસે ગયો. પતિના ભુજપાશમાં બદ્ધ થતાં, વિજય કુંવરીના વદનપર જે કિરણો ચમકયા તે કિરણોએ આખા ખંડમા અજવાળું કરી નાખ્યું. પત્નિની સુકોમળ દેહલતાને છાતી સરસી ચાપતા—દાબત—નોઘણજીના શરીરમાં અનંગનો આવિર્ભાવ થયો.

❧ ❧ ❧ ❧

રતિ વિણાના તારનો રણકાર અનંત હતો !

---

હાલપણ નોંઘણજીના ન્હાના કુમારના વંશજો જવાસીયામા છે.

❧ ❧ ❧ ❧

હાલમાં ગારીઆધારમા રાજધાની નથી પણ પાલીતાણામા છે. .પાલીતાણાના ઠાકોર નોઘણજીના સીધા વંશજ છે.

❧ ❧ ❧ ❧



ભક્તશીરોમણી પાનાં ૨૫૬ કી. ૦-૧૦-૦

પવિત્ર લીલાવતી (હરીગીતમાં) ૦-૬-૦

સતી તારામતિ ,, ૦-૧૦-૦

કોણ ચાલાક ? ૦-૧૦-૦

સદેવંત સાવળીંગા ૦-૧૦-૦

ન્યુ ખુબસુરત ગાયનમાળા સચિત્ર ૦-૮-૦

મોટી ન્યુ ખુબસુરત ગાયનમાળા ૦-૧૨-૦

વિજયા વિજય ૦-૧૦-૦

સુદામાજી સચીત્ર ૦-૧૦-૦

દયાની દેવી સચીત્ર ૦-૬-૦

નળ દમયંતી સચિત્ર ૦-૧૦-૦

પંચીકરણ ગુજરાતી ૧-૮-૦

શુદ્ધ કાવ્ય દોહન કીં. ૧-૮-૦

સાચો સવાશેર ૦-૮-૦

સંત સમાજ ભજનાવલી સચીત્ર કીં. ૧-૦-૦

બત્રીસ પુતળી મોટી પાકુ પુંઠું સચિત્ર ૩-૦-૦

"શોભના" સચીત્ર ૦-૬-૦

રણછોડ લીલા ભાગ ૧-૨ સચીત્ર દરેકના ૦-૬-૦

ગજરામારૂ, ગુલબકાવળી, નાગસકસ્તુરી, સુન્દરકામદાર દરેક સચિત્ર કી. ૦-૮-૦

## પુસ્તકો વેચનાર વ્યાપારીઓને સુચના.

હાલમાં અમોએ સારા, સસ્તા ને સચિત્ર પુસ્તકો બહાર પાડયાં છે નવા નવા સચિત્ર તેજદાર પુસ્તકો બહાર પડતાં જાય છે. આપ આપનુ નામ નોંધાવશો તો છપાતા નવા પુસ્તકો જણાવતાં રહીશુ.

## ગામેગામ એજન્ટ જોઇએ છે.

તમો બીજો વ્યાપાર કરતા હો તેની સાથે વીસ પચીસ રૂપીયાના અમારા સારા સસ્તા ને સચિત્ર પુસ્તકો રાખશો તો ટુંકી મુડીમાં ઘણો સારો નફો મેળવી શકશો.

ઉપરનાં તમામ પુસ્તકો તથા બીજા દરેક પુસ્તક મળવાનું સ્થળઃ--

## બુકસેલર રણછોડલાલ મોતીલાલ શાહ.

રીચીરોડ—અમદાવાદ.

